श्री विजयदानसूरीश्वर जैन ग्रन्थमाला ग्रन्थांक



પ્રેરક આદેશ-પ્રવચનો

o

પ્રવચનકાર

સિદ્ધાન્તમહોદધિ પ. પૂ. આચાર્યદેવ શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન

શિષ્યરત્ન સુપ્રસિદ્ધ વક્તા પૂ. મુનિરાજશ્રી

## ભાનુવિજયજી મહારાજ

o

સંપાદક

"પ્રિયદર્શન"

o

કિંમત દોઢ રૂપિયો

પ્રકાશક
ચતુરદાસ ચી. શાહ
'દિવ્ય-દર્શન' કાર્યાલય
કાળુશીની પોળ,
અમદાવાદ

મુદ્રક
ધ્રુવકુમાર ન. માલવી
ગાંડીવ મુદ્રણાલય
હવાડિયા ચકલો,
સુરત

પ્રથમાવૃત્તિ નકલ ૨૦૦૦
વિ. સં ૨૦૧૨, ઈ સ ૧૯૫૫

પ્રાપ્તિસ્થાનો

દાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાળા
ગોપીપુરા,
સુરત

બચુભાઇ ચી. ઝવેરી
૧૬૭-૬૯ ફોકા સ્ટ્રીટ
મુંબઇ નં. ૪

# બે બોલ

વેધક શબ્દરત્નોનોથી ઉભરાતો આ ભવ્ય ભાવનાઓભર્યો પ્રવચનનો ગંગા-પ્રવાહ મિથ્યામતિના પહાડો જેવી માનવમાત્રના કલ્યાણકૃત્યોને વિકસિત કરતા વહી રહ્યો છે

ઘણા સમયથી ભાવુક આત્માઓની ભાવના હતી કે પૂ૦ ગુરુદેવશ્રીના પ્રેરક પ્રવચનો મુદ્રણાંકિત થઈ વારંવાર વાચન મનન માટે ઉપયોગી થાય એ ભાવનાને 'દિવ્યદર્શન" સાપ્તાહિક પત્રે ચાર વર્ષથી મૂર્તસ્વરૂપ આપ્યું છે તે કેટલાય જૈન જૈનેતરોને ઘેર બેઠે પણ ધર્મભાવનાના અમીપાન કરાવી રહ્યું છે

પૂ૦ ગુરુદેવશ્રીના પ્રવચનો ખરેખર આદિ-વ્યાધિ અને ઉપાધિથી વ્યાકુળ બનેલા હૈયાને અમૃત આશ્વાસન અર્પે છે, જીવનના સત્ય પથને શોધતા માનસને સત્ય પથની દિશા ચિંધે છે, તત્ત્વપિપાસુઓના હૃદયને રસતરબોળ કરે છે અને અનેક મુંઝવણોમાં અટવાયેલા ઉરને મચોટ માર્ગદર્શન આપે છે આ નક્કર હકીકતો જે કોઈ ભાવુક આત્મા પૂ૦ ગુરુદેવશ્રીના પ્રવચનો સાંભળે છે, તેના અનુભવથી બહાર નથી જ

પરંતુ ગંગા પ્રવાહની જેમ વેગથી વહ્યા જતા આ પ્રવચનોને લગભગ અખંડપણે લખાણમાં ઉતારી લેવાનું મુશ્કેલ છતાં મહાન સુંદર કાર્ય પ્રવચનકારના વિદ્વાન શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી (પ્રિયદર્શન) મહારાજે કર્યું છે આ પુસ્તકમાં પૂ૦ ગુરુદેવશ્રીએ મુંબઈમાં સ્થિરતા દરમિયાન આપેલા અદ્ભુત જાહેર પ્રવચનોમાંના માત્ર ચાર જ પ્રવચનો અપાયા છે, એનું સંપાદન પણ એઓશ્રીએ કરી જનતા પર મહાન ઉપકાર કર્યો છે હજુ તો એવા થોકબંધ પ્રવચનો લખાએલા એમ જ પડ્યાં છે કે જે પ્રવચનોએ મુંબઈની વિરાટ જનતાને આશ્ચર્યમુગ્ધ અને ધર્માસક્ત કરી હતી એનું પ્રકાશન તો ભાવિભાવ પર જ છોડવાનું ને?

# માનવનાં તેજ



અંધેરી કરમચંદ હૉલમાં અપાયેલું
જાહેર વ્યાખ્યાન

**જગતની દૃષ્ટિએ તેજ —**

અનંત ઉપકારી જ્ઞાની મહાપુરુષો 'જગતના અનેકાનેક જીવોમા જે જીવો તેજસ્વી બને છે, એ આત્માઓ મુક્તિપદના સાધકો બને છે"-એમ કહે છે જગતની દૃષ્ટિમા પણ તેજસ્વી વસ્તુના જ મૂલ્ય અંકાય છે, તે તેજરહિતના નહિ જગતની બીજી વસ્તુઓના તેજ તે તે વસ્તુની ખાસિયતના હિસાબે હોય છે, ત્યારે માનવના તેજ તેની કોઇ તથાપ્રકારની વિશિષ્ટતાથી છે. જગતની વસ્તુઓમા પણ આ તેજ સરખા નથી જેવી ખાસિયત તેવુ તેજ! હીરો તેજસ્વી છે, એટલે? એ નિષ્કલંક છે, બનાવટી નથી, જાત્યરત્ન છે એનો ચમકાર, લાભ અને મૂલ્ય ઉંચુ છે, એમ ગણાય પણ મોતી પાણીદાર છે, તો તેની વિશિષ્ટતાઓ જુદી જ! તાત્પર્ય એ છે કે એકલી ચળકાટ-ઉજળામણ તે તેજ નથી, તેમ કાળાશ તે પણ તેજ નથી જે વસ્તુમા જેવી ખાસિયત તેવુ તેજ

**પદાર્થ દૃષ્ટિમા તેજના જુદા જુદા હિસાબ —**

કસ્તૂરી તેજવાળી છે, એટલે ગોરી, રૂપાળી, ચોખી, સફેદ દૂધ જેવી? ના, એ તો વધારે કાળી અને ગરમ હોય એમ તેજસ્વી ગણાય સોનુ બહુ તેજસ્વી! એટલે ધોળુ નહિ પણ પીળુ અને ચમકદાર ભેળસેળ વિનાનું ચુખ્ખુ બહુ તેજસ્વી! તે શીતલતા અને સુગંધીને લઇને કેરી બહુ તેજસ્વી માલદાર હોય છે, તે તેના મીઠા રસને લઇને કઠણ પથરા જેવી હોય તો માલદાર નહિ કાચી ગણાશે કેરી પોચી અને રસદાર હોય તો માલદાર! ત્યારે સોનુ? કઠણ અને રસ વિનાનુ છતા માલદાર!

**પ્રાણી દૃષ્ટિમા વળી જુદા જુદા ધોરણ —**

ઘોડો તેજદાર છે, પાણીદાર છે, એટલે? વાહનમા જોડયો અને લગામ નાખી કે વાયુવેગે ઉપડે! માઇલોના માઇલો દોડયે થાકે નહિ! રાજહસ્તિ છે, તે તેજસ્વી રત્ન છે તેની તેજસ્વિતા,

ઘોડાની જેમ ન ગણાય. ઘોડાની જેમ જો તે દોડે તો ? જગલી ગણાય એના તેજ તો એની પ્રૌઢતા, ગભીરતા અને વિવેક પર મપાય આમ જુદા જુદા તેજ પામવા હશે તો લેખુ ને કોષ્ટક જુદા જોઇશે

શરીર ગુલાબી એ માનવના તેજ નહિ —

માનવના તેજ તરીકે એના માચા લેખા અને કોષ્ટક પ્રમાણે ગુલાબી રગ ચામડીનો નહિ આવે, બોલવાની વાચાળતા નહિ આવે, કે આખેથી કરાતા ભિન્ન ભિન્ન જાતિના નખરા નહિ આવે કેમકે આ વસ્તુઓ તો જગતના તુચ્છ પદાર્થોમા પણ હોય છે આ ગુલાબ કેવુ મઝેનુ ! કેવો ગુલાબી રગ ! અને ખુશબો ! તો ગુલાબી રગ તો આમા પણ છે પણ જો માનવના તેજમા માત્ર ચામડીની ગુલાબી જોવા જઇએ તો તે માનવના તેજ માપ્યા નહિ ગણાય

વાણીની પટુતા એ માનવના તેજ નહિ —

કઠ બહુ સારો ! પણ એતો, પોપટ કે કોયલ પણ એવા કેળવાયેલા હોય છે, કે રાજાઓ સભામાથી કટાળીને આવેલા હોય, તે આનદ માટે પોપટ કોયલને બોલાવે. એ કેવુ બોલે ? કહો, વહાલુ લાગે એવુ કાલુ અને મીઠુ ત્યારે જો માનવ માટે કાલી ને વહાલી તેમ સુદર મધુર ઉચ્ચારવાળી વાણીની પટુતામા તેજ ગણીએ, તો તો ને પોપટ જેવામા પણ હોય છે ! વાણીની મિઠાશ કોયલ જેવામા પણ હોય છે આજની દુનિયાએ, જડ ગણાતી જે રેકર્ડ, તેમા પણ મિઠાશ ઉતારી દીધી ! એટલે વાણીની પટુતામા માનવના તેજ નહિ

માનવના તેજ ભાવપલટા કે પૈસા ઉપર નહિ —

જુદી જુદી જાતના ભાવ પલટવા તે પણ માનવના તેજ નથી, સરકસના પખેરાને પણ ભાવ પલટતા આવડે ! હલકી જાતના સ્ત્રી-

પુરુષોને પણ ચમકારા કરતા આવડે' તેને તેજ ગણીએ તો ? ના, તે માનવના તેજ નથી તો માનવના તેજ શું ગણાય ? પૈસા ગણાય ? તે પણ નહિ ? જો તેને તેજ ગણીએ તો તો પૈસાવાળી તિજોરી પણ તેજવાળી ગણાય ઘરમા બે તિજોરી હોય એકમા બે પાચ લાખ પડયા હોય, ને એકમા બસો પાચસો પડયા હોય, તો પેલી લાખવાળીનેજ માલદાર કહેશોને ? બેકનુ ખાનુ ય માલવાળુ કહેશો, એમા જો રીતસર ભરેલા પડેલુ છે ! બે પાચ દુકાનો છે, એમાથી આ દુકાન તો માલવાળી, કેમકે એમાથી ધરખમ આવક થાય છે તો પછી પૈસાનો ભરેલા તિજોરી પાસે છે, જમાવટ બેકમા પણ છે, પૈસાની કમાઈ મોખરાપરની દુકાનમા પણ છે, તેની સ્વાનો તેજસ્વી, તેમ શુ તે સ્થાનોથી માનવને તેજવાળો માનવો ? આ માણસ બહુ તેજસ્વી ! કેમકે મહિને તેને દશહજારની કમાઇ છે ! માનવના તેજ આ રીતે માપવા ? તો તો કમાઈ તે દુકાનમા પણ છે ! એટલે બનેના તેજ સમાન થયા

માનવના તેજ અજ્ઞાનતાની રૂએ —

માનવના તેજ શાના પર માપવા ? આ વિચાર કરતા નથી, એનું પરિણામ જગતની મામુલી વસ્તુ આપણુને અમરમર નચાવી, રોવરાવી જાય છે શુદ્ધિ-બુદ્ધિ ગુમાવરાવે છે 'હુ માનવ છુ મારૂ તેજ શામા ?' આ વિચાર હોય તો જગતપર બાદશાહી ભોગવતા હોત તેવી વાતો આજે બતાવવી છે, પણ તે વાતો ગળે ત્યારે ઉતરશે કે જ્યારે અજ્ઞાન માણુના જેને તેજસ્વી, પાણીદાર કે માલદાર માને છે, તે વાસ્તવિક તેજસ્વી પાણીદાર કે માલદાર નથી, એ સમજાશે કેમકે તે રીઝવર્ડ થઇ ગયા છે સહુને તેજસ્વી થવુ ગમે છે પાણીદાર થવુ ગમે છે 'હુ પાણીદાર પ્રભાવવાળો થાઉ !'— એવુ કોને નથી ગમતુ ? નાનાથી મોટા બુઝર્ગ સુધીનાને ગમે છે ઝખના છે તેજસ્વી થવાની ! માત્ર સાચા તેજ ન સમજવાથી

દિશા ઉંધી છે શું ? 'હું તેજસ્વી થાઉં' એટલે અજ્ઞાનતાની રૂએ શું ઉઠે છે મનમાં ? 'જગત પર મારો રોફ ચાલે !' તેજસ્વી થાઉં એટલે 'જગત મારૂં ગુલામ થઈને રહે ! હું એક અક્ષર બોલું ને જગતે ચૂપ થઈ જવું જોઈએ ' આવી આવી ઉંધી ગણતરીઓમાં અથડાવાના યોગે માનવની સાચી તેજસ્વિતા ભૂલાઈ જવાય છે. સમજ સાંકડી એટલે શું થાય ? બાકી તેજસ્વિતાની સાચી સમજ જેને છે, એને તો એ તેજસ્વિતા ન ખીલવામાં હૃયે ક્લેશનો પાર નથી. 'હું તેજસ્વી થાઉં' એટલે વિચારો, અંદર શું ઉઠે છે ?

<u>તેજસ્વિતાની જૂદી જૂદી કલ્પના—</u>

બાળકના મનમાં તેજસ્વી એટલે શું ઉઠે ? 'મારા ભાઈઓ કે પાડોશીના છોકરામાં હું આગેવાન થાઉં. જરૂર પડે હું બે ઠોંસા મારી શકું !' વિદ્યાર્થી શું ઇચ્છે ? યેનકેન પ્રકારેણ હું ક્લાસમાં પહેલો નંબર રાખું ! ને મોનિટર થાઉં ! માસ્તર પણ મને પૂછીને કામ કરે ' આ બાપ એના એથી આગળ કોલેજીયન ઈચ્છે કે 'હું તેજસ્વી થાઉં એટલે હું બેરીસ્ટર એમ. ડી., ને ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ પાસ થાઉં !' કોઈ સ્થાન મળ્યા પછી 'હું તેજસ્વી થાઉં' એટલે શું વિચારે ? 'બધા પર મરમુખત્યારી મારી ચાલે ! સલાહ મારી ચાલે, મારો પડ્યો બોલ ઝીલાય ! ને જગતના બોલ ઝીલવા હું તૈયાર નહિ !' આ તો દાનવના તેજ જ રાક્ષસના તેજ 'હું એટલે બધા પર વર્ચસ્વ જમાવનારો થાઉં, સત્તા ચલાવનારો થાઉં, મારા તાબામાં બધા રહે, હું કોઈના તાબામાં નહિ !' આવું દાનવન આવડે, જગતના દુષ્ટમાં દુષ્ટ માનવીને આવડે 'મારે ત્યાં પૈસાની ટંકશાળ પડે ! અમનચમનના પદાર્થો મારે ત્યાં જોઈએ !' આ અનિરુદ્ધીને આવડે જાતે કઢેલું દૂધ પીએ, અને સગો ભાઈ કાળી ચા પીએ તો વાંધો નહિ ! આ તો જગતના હલકા

છીવોને પણ આવડે છે તો તેને આપણે માનવના તેજ માનીએ? ના, તો સાચા તેજ કયા? તેના ઉપાય કયા? ને તેના દૃષ્ટાંત કયા?

માનવનુ પહેલુ તેજ જડની નિરપેક્ષતા—અંધકારમાથી અજવાળામા આવવાનુ છે માયકાંગલી સ્થિતિમાથી પરાક્રમી સ્થિતિમા આવવાનું છે ગુલામી છોડી સાચા સમ્રાટ જેવી સ્થિતિમા આવવાનુ છે એટલે જ વિચારવાનુ છે કે માનવના તેજ શામા? શુ લાગે છે કહો જોઉં? આપણે મનુષ્ય છીએ, તો આપણી જાત માટે જ કોઇ પૂછે કે 'તમારૂ તેજ કયું? તમારામા માલ ક્યો?' તો શુ જવાબ આપો? માનવના તેજ એટલે ખાસ માનવીની બીજાના કરતા સર્વોપરી સ્થિતિ, બીજા કરતા શ્રેષ્ઠ સ્થિતિ તે કયારે ગણાય? શુ હોય તો ગણાય? જગતના પદાર્થોની વધુ પડતી અપેક્ષામા? કે જરૂરી એવાય જગતના પદાર્થોના નિરપેક્ષતામા? એક દર્દી એવો કે જેને દવાના દશ પડીકા લેવા પડે છે એને વળી પા ા જુદા જુદા અનુપાન સાથે લેવા પડે છે બીજા દર્દીને એવો વદ્ય મળ્યો છે કે એક જ પડીકુ આપે છે, તેય લેવાનુ પાણીમા સારો ને સ્વસ્થ કોણ લાગે? પડીકા લેવાના છે બીમારી કાઢવા માટે, તે જરૂરી છે, પણ જરૂરી છતા જ્યા અપેક્ષા, આયાસ વધુ છે, ત્યા સ્થિતિ નીચી, અને જરૂરી છે છતા જ્યા અપેક્ષા અને મહેનત ઓછી, ત્યા સ્થિતિ ઉંચી દેખાય છે એમ જે માનવ જડ પદાર્થોની ઓછી અપેક્ષાવાળો, અર્થાત્ વધુ નિરપેક્ષ, તે વધારે તેજવાળો, માલવાળો ને સુખી!

તેજમા ખામી શા માટે?

જગતની ઓછામા ઓછી અપેક્ષામા અર્થાત્ વધુ નિરપેક્ષતામા માનવનુ તેજ છે જેને જગતની અપેક્ષા ઓછી, તે તેજસ્વી જેને અપેક્ષા બહુ તે માલ વિનાનો છે અજ્ઞાન જગત

અજ્ઞાનતાના માર્ગે દોડયુ જાય છે, તેથી બહુ પૈસા, બહુ ઉપાધિમા તેજસ્વિતા માને છે એની પાછળ આપણે દોડીએ તે જુદી વાત છે પણ વસ્તુગત્યા વિચારીએ તો જગતની પૂઠે દોડવામા આપણુ તેજ, પાણી અને માલ વધતા નથી, આનગય છે કોઈ એ વિચાર નથી કરતુ કે કેમ દોડો છો? ના, એ તો આગળના દોડે છે માટે અમારે દોડવાનુ ના માટે તમે જગતની આટલી પૂ૦ પકડો છો? 'અમારા બાપાઓના બાપાજી પકડતા આવ્યા છે માટે એ સુખી થયા તો સુખીના લીસ્ટમા અમારો એક નબર વધાર!' આજ જવાબને? આના પર એક કુભારના ગધેડાનું દૃષ્ટાત છે

જોગેમરે ગધેડાનુ દૃષ્ટાત —

આખ મીંચીને જગતની પુઠે ચાલવાનો મેનીયા —

કુભારના ઘરની પાસે એક પડિત રહેતા સવારે ઉઠીને એ નિયમિત ગાયત્રીનો મત્ર જપે, બાજુમા કુભારનો પાસે બાધેલો ગધેડો પણ બરાબર ને નમયે જ ભૂકે! એક દિવસ ભૂકયો, બીજે દિવસે ભૂકયો, ત્રીજે દિવસે ભૂકયો આમ રોજને રોજ ગધેડાને ભૂકતો જોઈ પડિતને લાગ્યું કે આ જીવ કોઇ ઉચો લાગે છે, પરભવની કમાઇ સારી કરીને આવ્યો લાગે છે કુભારે ગધેડાનું નામ 'જોગિયો' રાખેલુ જડી ગયુ હશે ગમે ત્યાથી નામ! આમ દિવસો સુધી ચાલ્યુ

એક દિવસે પડિત સવારે ઉઠ્યા મત્ર શરૂ થયો, પણ ગધેડાનો અવાજ આવ્યો નહિ, એટલે પડિતને પડયો વહેમ! "કેમ આજે અવાજ નહિ આવ્યો?" રહેવાયુ નહિ એટલે પડિત ગયા કુભારની પાસે પૂછે છે 'અલ્યા ક્યા ગયો પેલો સારા જીવ?' કુભાર કહે 'કયો, પેલો જોગિયો ગધેડો?'

'અરે મહાનુભાવ! એવા ઉચા જીવને જોગીઓ ન કહેવાય,

જોગેસર મહારાજ કહેવાય'

'ઠીક હયો ત્યારે પંડિતજી! એ તો મરી ગયા કાલ'

'હે શુ મરી ગયા?' પંડિતજી મનમા શોક કરે છે, 'અરરર, ઘણો મારો જીવ હવે આપણે શું કરવુ? આવો ઉત્તમ જીવ મરી જાય, ને એની પાછળ આપણે કઈ ન કરીએ તો તો આપણે ધીઠ્ઠાઈ કહેવાય આપણી પાસે બીજુ તો કાઈ નથી કે ચાલો પુણ્યદાન કરીએ, કે એના નામનો ચબુતરો ચણાવીએ તો ચાલો નદીએ માથુ મુંડાવીને સ્નાન તો કરીએ'

તરત પંડિતજીએ માથુ મુંડાવી નદીએ જઈ સ્નાન કર્યું પછી પાછા ફર્યાં ત્યા બજારમા વેપારીએ માથે ઈસારો કરતા પૂછ્યુ

"કેમ પંડિતજી! આમ? આજે શુ છે?"

"ભાઈ! એ તો પેલા જોગેસર મહારાજ મરી ગયા!"

જોજો, હવે દુનિયાની આધળી દોટ! માનવ તરીકે આપણા તેજ શા છે, તેનો વિચાર નથી કરતા, અને જે તેજ લેવામા શોભા કે અધિકાર નથી, કેમકે તે તેજ તે તે સ્થાનોમા જ યોગ્ય કે રીઝર્વ્ડ છે, તે તેના મથીએ છીએ! તેથી જ્ઞાનીની દૃષ્ટિમા હલકા થવુ પડે છે, અને કર્મ અને કાળની થપાટ ખાવી પડે છે! તેવી થપાટો અનતવાર ખાધી, છતા આશ્ચર્ય છે કે આજે પણ જગતના તે તેજ તફડાવી કરવાનો મેનિયા મૂકાતો નથી!

અજ્ઞાનતાની સાથે આ પણ એક કારણ છે, કે જગત આધળુ થઈને દોડે છે, તેની પાછળ આપણે પણ દોડીએ છીએ!

આધળીયા કરીને જ દોટ મૂકે છે! – વેપારી પૂછે છે કે, "જોગેસર મહારાજ મરી ગયા, તો મારે કઈ કરવુ પડે?"

"જરૂર કરવું પડે એમા પૂછો છો શુ?"

"શુ કરવુ પડે?"

પંડિતજીએ કહ્યું "અરે! દુકાન વેચીને ધર્માદા કરો તો પણ ઓછું છે! ઓછામાં ઓછું માથું તો મુંડાવી જ નાખવું જોઇએને!"

પંડિતજીની વાત સાભળીને વેપારીએ પણ પંડિતજીનું અનુકરણ કર્યું

ત્યાં તો તેમને ઘરાકો આવ્યા ઘરાક વેપારીને માથા તરફ આંગળી કરી પૂછે છે, "શું થયું ભાઈ! આ શું છે આજે?"

"અરે, આ તો પેલા જોગેસર મહારાજ મરી ગયા"

"એમ? મહારાજ મરી ગયા! ત્યારે અમારે કંઇ કરવું પડે?"

"અરે મહેરબાન! જેટલું કરીએ એટલું ઓછું! જીવ ઉંચો, છેવટે માથું મુંડાવવામાંથી જવાય?"

ત્યાં કેટલાય લોકોએ મુંડાવા માંડયું! એમ કરતાં ચાલ્યું બજારમાં

ત્યાં નગરશેઠ આવ્યા એમણે બધાનાં માથાં મુંડાયેલાં જોયાં

શેઠ પૂછે છે, 'કેમ ભાઈ! શું છે આજે? બધાએ આ ?"

"અરે શે૦, ખબર નથી? આ પેલા બચારા જોગેસર મહારાજ મરી ગયાને! તમારા જેવાએ તો પહેલું મુંડાવવું પડે"

નગરશેઠે પણ મુંડાવ્યું

શેઠને વળી જવાનું થયું મંત્રીને ત્યાં શેઠનો કેશ વિનાનો ચહેરો જોઈ, પ્રધાને પૂછયું 'શું છે શેઠ! આજે? કેમ કોઇ કુટુંબમાં મરી ગયું?"

"અરે, ના રે ના, આ બીજું તો કોઈ નહિ, પણ પેલા જોગેસર મહારાજ મરી ગયા"

માનવના સાચા તેજ વિસરીને, આપણા જીવનમાં આમ લોકની પાછળ આંધળીયા કરીને તો કાંઇ નથી બની રહ્યું ને? એમજ આખળે દોટ તો નથી મૂકીને? કેમકે,

મનને એમ થયા કરે છે કે "પણ આખુ જગત કરે છે, તે ખોટુ હશે? તે વળી તમે જુદીજુદી વાતો લાવીને મૂકો છો!" જગત એમ માને છે કે 'દુનિયામા ઉભા રહેવા ગમે તેમ કરીને બધુ ભેગુ કરો ને તમે વળી કહો છો, 'પરિગ્રહનુ પરિમાણ કરો!" જગત કહે છે કે "બધુ લઇટેન્ટ ફેશનનુ રમાવતુ લોક તેની પાછળ દોડા ધુણાવે છે! ન્યૂશિયલ રેડિયો! ને એરોપ્લેઇનનો પ્રવાસ! તમે સાદુ પ્રાચીન જીવન બતાવો છો? જગત પોદ્દીગી-બાજ સ્વાભિમાનવાળા, સત્તાધીશ વગેરે થવાનું કહે છે, ને તમે વળી જુદુ ગાવા બેઠા! એ નખ્ખો તમારી પાસે અમારે એ પોસાતું નથી"

આવુ આવુ જે મનને થયા કરે છે, એ કોના જેવુ છે? આ મુડાવનાર લોક જેવુસ્તો ક્યાંય કોઇ કહે કે 'ભલે ફલાણે મુડાવ્યુ, મારે નથી મુડાવવુ-' તો સામો ઝટ શિખામણ આપે કે 'અરે તમે વળી બહુ ડાહ્યા! આટલા લોક મુડાવ્યુ તે ખોટુ? તે તમે ના કહો છો'

નગરશેઠે મુડાવ્યુ હતુ, એટલે મત્રી પૂછે છે "મારે પણ કઇ કરવુ પડે?"

શેઠ કહે છે, "આસ મહાત્માની પાછળ જેટલુ કરો તેટલુ ઓછુ છે ઓછામા ઓછુ "

મત્રી કહે છે, "હા, હા, હુ સમજી ગયો, એટલ પણ ન કરીએ તો મહાત્મા પ્રત્યે શી મારી લાગણી ધરાવી મનાય?" મત્રીએ પણ મુડાવ્યુ

હવે આવ્યો રાજાનો વારો પણ રાજા એટલી બધી ટકી બુદ્ધિવાળો નહિ, એટલે પ્રધાનનું મુડાવેલુ માથુ જોઇ પૂછયુ, "કેમ પ્રધાનજી, આ શુ?'

"એ તો પેલા જોગેસર મહારાજ મરી ગયા!"

ત્યારે અત્યાર સુધી બધા પૂછતા હતા કે "આપણે શું કરવું જોઈએ?" પણ અહીં તો રાજાએ ઝટ પૂછ્યુ કે "ક્યા જોગેસર મહારાજ?"

બસ અલાસ! પ્રધાનને શુ આખી જમાતને ખબર નથી, સિવાય પેલા પંડિત ત્યા શુ કહે પ્રધાન? હવે પાછું વળવાનુ! "એ હયા, તે મને ખબર નથી નગરશેઠને ખબર હશે" નગરશેઠ કહે "મને ખબર નથી, બજારમા ખબર હશે" બજારમાથી પેલા વેપારીને બોલાવ્યો તો વેપારી કહે "મને ખબર નથી, પંડિતને ખબર હશે! ઉપાસન ત્યાથી થયેલુ છે"

કોઈ અજ્ઞાન માનવના મગજમાથી આવા આવા તો ઢગલો ઉપાસન થયેલા છે એથી જ સાચા તેજનો વિચાર ઘણાને નથી આવતો માનવના તેજ આવરનાર કેઈ ઉપાસન ન થયા હોત તો કેવુ સારૂ? શું સમજ્યા? પુર્ગલિક કાળમા જે ધાધલ નહોતી, તે પછીના કાળમા ખૂબ વધી ગઈ! એ ધાધલ કેવી? વધારે ને વધારે જરૂરીયાતો અને અપેક્ષાઓમા દમાવાની પાછુ એમા પુર્ગલિમસ માનવાનુ ચાલ્યું! તેમ આમા હાલ બધાય એક યા બીજા પ્રકારે આધળી દોટ મૂકી રહ્યા છે ત્યારે એ તો પૂછો કે આનો પરમાર્થ શો કે 'જીવની હાલત શું' 'એ શા માટે કરવુ જોઇએ?' તેના પરિણામે શિરપાવ શું મળશે?' આમાનું કઈ નહિ વિચારવાનું!! કેવા ખતરનાક આધળીયા!

માનવનુ તેજ શુ સત્તા-શ્રીમતાઇમા છે? —

જગતમા તો પૈસા, અને સત્તા હોય તો માલવાળા ગણાઇએ-પણ પૈસા અને સત્તા શા માટે? અને પૈસા તથા સત્તા મેળવ્યા પછી આપણા આત્માની વતમાન અને ભવિષ્યમા હાલત કેવી તે કોણ વિચારશે? એનાથી પરિણામ શું? 'વર્તમાન અને ભવિષ્યમા સુખ' એમ કહીએ છીએ, પણ જગત સામું તો જુઓ

મુનિમને પૂછ્યુ 'વીમો ઉતરાવ્યો છે કે નહિ?'
'ના, સાહેબ'

'શું ના સાહેબ? જાઓ જાઓ જલદી વીમો ઉતરાવી આવો. ગમે તેમ કરીને વીમો ઉતરાવી દેજો' મુનિમે તેમ કર્યું પ્રિમિયમ બધું ભરી દીધુ શેઠને સમાચાર આપી શાન કર્યા ત્યાં તો પહોંચવાના સ્થાનેથી સમાચાર આવ્યા કે 'સૌ સલામત રીતે વહાણો ઘાટે ઉતરી ગયા છે' અનન્તપાલને નાક થયા! 'અરેરે! આ હમણા જ નમઓ નામો ઉતરાવ્યો' મનમાં બળવતા ચાલી ખાવું ભાગ્યુ નહિ મનને ખેદ, ચાલી? પહેલા વીમો ઉતરાવવાની અપેક્ષા હતી, પછી ન ઉતરાવવાની અપેક્ષા હતી આવી અપેક્ષાઓ એ અધકાર, અપેક્ષા નહિ એ તેજસ્વિતા તેજસ્વી માનવ ગાજ્યો જાય નહિ, દીનદુ ખી થાય નહિ, પશ્ચાતાપ કરવો પડે એવી સ્થિતિ લાવે નહિ જગતથી કચવાય નહિ, ને દેવાય નહિ, કેમકે જગતથી એ નિરપેક્ષ છે, પોતે મજેવામાં બહુ તૃપ્ત છે

૧ લુ, ૨જુ તેજ નિરપેક્ષતા અને તૃપ્તિ—તેના નવ ઉપાય—પહેલા નબરનું તેજ નિરપેક્ષતા, અને બીજુ તૃપ્તિ તે લાવવા શુ જોઈએ? સચોટ સમજ, અને પ્રબળ પુરુષાર્થ તેમા સમજ એ, કે

(૧) મારો આત્મા જગત કરતા અધિક મૂલ્યવાળો છે.

( ) જગત મને ન દોરે, હુ જગતને દોરુ

(૩) વિષયોથી આત્મતેજની હાનિ છે કેમકે, એનાથી ખણજ, આતુરતા, આધીનતા, અપેક્ષાભાવ, નિઃસ્નતાદિ વધે છે. વિષયોની જગ જેટલી ખામીમા આ મા પોતાને દુ ખી, નિરાધાર અને માલ વિનાનો સમજે છે, એ એની મૂર્ખતા છે

(૪) આ સમજી જગતનો અને વિષયોનો ઓછામા ઓછો પરિચય અને વિચારણા કરવી અને પરિચય ઘટાડતા આવવુ.

(૫) વૈભવી નહિ પણ સામાન્ય પદાર્થોમાંજ બાદશાહી માનવી

(૬) મન, વચન અને કાયાને બગાડનારા ઘર્ષણ, કલહ, નિંદા, ઇત્યાદિથી દુર રહેવુ

(૭) સંતોષ રાખી, ઓછામાં બહુ માનવુ

(૮) વિષયોની ધૂન આત્માના ધર્મ–સમયને પણ ચોરી ખાય છે એને બદલે હવે આત્માએ વિષયના સમયમાથી પણ આત્મચિંતનનો સમય કાઢી લેવો

(૯) જગત અને વિષયો તરફ દ્રષ્ટાવૃત્તિ કેળવવી, અર્થાત્ શુદ્ધ જ્ઞાતાદ્રષ્ટા બનવુ.

હવે એક વાત નક્કી કરો કે "સારાયે જગત કરતા મારો આત્મા કિંમતી અને ઉંચા છે! જડ જગતને સુધારવા માટે હુ નથી, પણ મારે સુધરવા માટે જડ જગત છે! મારો આત્મા સારાયે જગત કરતા વધુ સંભાળવા યોગ્ય છે!"

પ્ર૦–આવી માન્યતા ઘડી તેથી શુ ?

ઉ૦–આત્માને અધિક મૂલ્યવાળો માન્યો ત્યા પછી આત્મા પોતાના મૂલ્ય ઘટાય, અને જગતના મૂલ્ય વધે એવુ, કરનારો નહિ બને માત્ર આત્માની કિંમત અને અસ્તિત્વ જગત કરતા ઉંચુ! કોની આગળ આ સ્વવિશેષતા છે? જગત એટલે જડ પદાર્થો આગળ સામે હીરાના મૂલ્યવાન હાર આવે, પણ જો સમજી રાખ્યુ હોય કે એના કરતા મારૂ પુણ્ય ઉંચુ છે, એથીય વધુ ઉંચો મારો ધર્મવાસિત આત્મા છે કેમકે પૂર્વ પુણ્યને જન્મ આપનાર તે છે, તો પછી એવી સાવધાની રાખે કે 'અવસરે હીરાનો ઉપયોગ કરીશ, પણ મારૂ મૂલ્ય ઘટાડીને નહિ' ઉંચી વસ્તુઓ જીવ તરફ આકર્ષણ કરીને આવશે, પણ જીવ આકર્ષણ કરીને તે તરફ નહિ જાય એટલે જગતને આવવુ હોય તો ભલે આવે પણ પોતાને

જે પોતાને મળ્યુ, તેને અધિક માનવાનુ 'મળવા જોઇતા કરતા આ મને વધુ મળ્યુ!' એવુ હૃદયથી માનવાનો ગુણ જેનામા હોય, તેનામા સંતોષનુ તેજ વધે તેજ વધ્યુ એટલે એનુ ઓજસ બીજા પર પડે, પણ બીજાનુ એના પર નહિ જગત એ ભોગ્ય છે, અને અમે ભોકતા છીએ ભોગ્ય એટલે અમારા તાબાની વસ્તુ, અને અમે એના ભોકતા એટલે માલિક તો તાબાની વસ્તુ કોઇ દિવસ રીસાય તો શુ તેની પાછળ અમે પોક મૂકીએ? તમારે ત્યા કોઇ નોકર હોય અને તમને દબડાવીને ચાલી જવા માગતો હોય અને તમે શેઠ બરાબર હો, તો કહોને કે "ચાલ હેઠો ઉતર રસ્તો પકડ, કાલે જતો હોય તો આજે જા' કેમ? નોકર હતો પણ તાબાનો! આજ્ઞામા રહેતો નથી તો કહી દો છો કે 'એ રસ્તો પકડે! એવી ગુલામી હુ ન કરુ!' એ તો કહે કે 'હેઠો ઉતર, નોકર તો ઘણા મળશે, નહિ મળે તો જાતમહેનત ઝીંદાબાદ!' એમ આ પદાર્થો આપણા તાબાના છે, તેને આપણે કહી શકીએ કે 'અમને દબડાવીને જો કાલે જતા હો, તો આજે જ જાઓ! તમારી પાછળ પોક હરગીજ નહિ મૂકુ'

લક્ષ્મીનુ દૃષ્ટાંત -

મોહનો કગાળ ગુલામ –કોઇવાર લક્ષ્મીએ કોઈ શેઠને સ્વપ્ન આપ્યુ કે 'હુ તમારે ત્યાથી સાતમે દિવસે જઇશ' શેઠ સમજી ગયા અને વિચાર કર્યો કે 'કદિ નહિ, ને આજ આ સ્વપ્નુ! જરૂર સાચુ તો ફિકર નહિ' શેઠે કુટુબ ભેગુ કર્યુ, અને કહ્યુ કે "સાતમે દિવસે લક્ષ્મી જવાનુ કહે છે પણ સાત દિવસ તો છે જ આપણા હાથમા હવે શુ કરવુ? એને જો તિજોરીમા પુરશુ, તોય એ હવે ટકશે નહિ! ત્યારે આપણને નાલાયક ઠરાવે અને રોવરાવીને જાય, લાત મારીને જાય, એના કરતા આપણે એને લાત મારીને કાઢીએ તો શુ ખોટુ? શોભા શામા?'

ધારો કે એક શેઠને નોકર ધમકી આપે છે કે 'ધ્યાન રાખજો શેઠ, હું ચાલ્યો જઈશ' અને શેઠ દીન થઈને કહે "અરે ભાઈ, એમ ન બોલ. તારા વિના કેમ ચાલશે? તું તારે રહેજે, રહેજે" આમ શેઠ કહેતા રહે પણ સાતમે દિવસે નોકર શેઠને ધુતકારીને ચાલ્યો જાય છે ત્યારે બીજો શેઠ એવો છે કે નોકર જ્યાં આમ બોલે, ત્યાં એ શેઠ કહે કે "ચલ ઉઠ સાતમે દહાડે શું? આજે જ ઉતર અહિંથી, આજે જ ચાલતા થા," કહી નોકરને રવાના કરે, અને જાતે કામ ચલાવી લે છે તો એમાં કયો શેઠ ડાહ્યો? કહેશો કે બીજો બસ એ જ રીતે આ લક્ષ્મી, આ જગત આપણને લાત મારી કાઢે, એમાં શી શોભા છે? મોહનો કંગાળ ગુલામ બનેલો મૂર્ખ માનવ,—બજાર લાખ રુપિયા ખેંચી જાય, ઇન્કમટેક્ષ પાંચ લાખ ઓકાવી લે, મંદવાર વ્યવહાર હજારોનું પાણી કરાવે, એ બધું કબુલ મંજુર રાખે છે, પણ પાંચ સુકૃત માટે પોતાની જાતે 'હું લક્ષ્મીને લાત મારું,' આ સદ્ભાગ્ય નથી કેળવતો! તેનું કારણ એ જ કે સાચું માનવનું તેજ એનામાં નથી પોતાના આત્મા કરતા લક્ષ્મીનું મૂલ્ય વધુ આંક્યું તેથી લક્ષ્મીનો ઉપયોગ આત્માના હિત ખાતર નહિં, પણ આત્માનો ઉપયોગ લક્ષ્મી ખાતર કરે છે! લક્ષ્મીને કહે છે કે "તો તને ત્રણવાર દિવસમાં ગણું! તારી ખાતર લાખ જુહાણું હાંકું! તું કહે, તો રાત્રે પણ ખાવામાં છૂટ! શ્રાવકપણાને કહે તો તિલાંજલિ આપું અનીતિ, કુડ કપટ બધું કરૂં, તારી પાછળ સામયિક વ્રત, પચ્ચક્ખાણ બધું ભૂલું" કહો એ અનીતિ કરવામાં, ઝગડા જમાવવામાં શ્રાવકપણું રહે કે નહિ? પતિ હોય તે પત્નિને મૂકી ગમે ત્યાં રઝળવામાં શ્રાવકપણું શોભે કે નહિ? શું તમને શ્રાવકપણું મળ્યું નથી? ચુસ્ત શ્રાવક જીવન જીવવામાં કેમ વાંધો છે? કહો કે આત્મા કરતા જગતનું મૂલ્ય ઉંચું આંક્યું છે માટે

મૂર્ખ માનવ પોતાનું તેજ સંહરે છે—માલ વિનાનો મૂર્ખ

આત્મા કાળ અને કર્મના સપાટામા ચપટીમા ચોળાઇ-ચોળાઇ જવા ખુશ-મિજાજ પોતાના હાથે જ પોતાના આત્માને જ જગતના કાબુમા સોંપ છે! જગતની બહુ ઋદ્ધિ મળે, બહુ સત્તા મળે, એટલે ચપટીમા ચોળાવાની તૈયારી કરી! પાછા તેમા ખુશ થાય છે! મદ કરે છે કહે છે કે "પૈસા તો આમ કમાવાય! મૂર્ખ છે, લોક, એને શુ ખબર પડે? આમ અજમાવાય! અમારી આડે આવશે, એના લમણા તોડી નાખવામા આવશે! અમે પ્રજાના સાચા સેવક છીએ, તાબેદાર છીએ," એની એવી ભાગ પુમરનાન પાછળ નની ચટણી માટે ચાપલુસી કરતા ફરે છે, નમ્રતાથી આવુ પુકારે છે "ચૂટણીમા અમને ચૂટો, અમે હમણ કમીને સેવા કરીશુ!" પણ જો જો હો, આ નથી ચૂટાયા ત્યાસુધી! મોટા ધર્માદા ખાતામા ટ્રસ્ટી ચુટાયા પછી તો ટ્રસ્ટ એટલે જાણે પોતાના બાપની મિલ્કત! પછી કોઈ ફરિયાદ કરે કે શેઠ સાહેબ' કહીને વાત કરે કે 'આ પૂજારી પ્રભુની આશાતના કરે છે' તો પેલો ટ્રસ્ટી ગભળાવી દે છે કે 'કચમચ કરવાની ટેવ પડી છે તમને! પૂજા કરવી હોય તો કરો. નહિતર રસ્તો પકડો" નમ્રતા ગઈ અને ઘમંડ આવ્યું કોણ કરાવે છે આ બધુ? આ મા કરતાં જગતના માન-માનનુ મૂલ્યાંકન વધારે તે એ નમ્રતા, સાચો સેવાભાવ, વગેરે માનવાનુ તેજ સહરી લે છે એવા પ્રકારની દૃષ્ટિ નક્કી થવી જોઇએ કે મારે મારા આત્માને નિસ્તેજ બનાવતી જગતની એક વાતનો ખપ નથી. અરે! જો ખાધા વિનાય ચાલે એમ હોય, તો મારે હાથ મો, પેટ અને સમય બગાડવાની જરૂર નથી ધન અને સમય બગાડવાની જરૂર નથી એની ગુલામીમા કરવાને શા સારૂ બગાડુ?

-વીર વજ્રબાહુનો પ્રસંગ —

શ્યામસુંદરને બનેવીનુ કૌતુક કરવાનુ મન થયુ -તેજસ્વી વજ્રબાહુ શ્યામસુંદર સાળાને રોકડુ પરખાવે છે વજ્રબાહુ પરણીને

ચાલ્યા આવે છે જાનમા રાજકુમારો સાથે છે પરણ્યો શા માટે? સ સારનો મોહ બેઠો છે, તેથી મર્યાદામા રહી સ સારના સુખ લેવા છે માટે જાન સાથે એ આવે છે ભર જ ગલમા ત્યા દૂરથી પર્વતપર મુનિને જોયા! પોતે રથમા બેઠેલા છે, પત્ની બાજુમા છે, અને સાળો રથ હાકે છે સાળાને પણ થાય છે કે 'હુ સારથીપણું કરૂ!' પુણ્યના વિચિત્ર પ્રકાર છે! અશુભ કર્મના ઉદયમા આ જીવનું કાઇ ચાલતુ નથી પોતે ભલે ગુણીયલ કે હોશિયાર હોય, પણ યશ–સૌભાગ્ય કર્મ ન હોય તો દુનિયા લાતે મારે' આ બેન બનેવીનુ પુણ્ય એવુ કે સ્યામનદને રથ હાકવાનુ મન થાય છે. મુનિને જોયા કે રથ જરા ઊભો રાખવા વજ્રબાહુએ સૂચના કરી

સાળાએ રથને ધીમો પાડતા પૂછ્યુ 'કેમ?'

વજ્રબાહુ કહે છે કે 'સામેના પર્વતપર મુનિ છે વદન કરી આવીએ'

આશ્ચર્ય થયુ સાળાને! એને મનમા થયુ કે 'અત્યારે મુનિના, વિરાગીના દર્શન? કયો અવસર છે આ? મારી બહેન રૂપરૂપનો ભડાર એની સાથે આન દ, કલ્લોલ અને ર ગરાગના સરોવરમા ઝીલવાનુ મૂકી આમને આ શુ સૂઝે છે?'

કહો, સાળો ઠીક વિચારે છે? અહીં અમારી આગળ તો તમે ના કહેવાના પણ વિચારો કે કોઈ પ્રસ ગમા કોઇને કહો છો કે નહિ કે 'એવુ હતુ તો ભલા માણસ ઉપાસનામા જ બેસી જવુ હતુ ને?'

સાળાને બનેવીનુ કૌતક કરવાનુ મન થયુ એટલે એ પૂછે છે કે,

'કેમ કાઈ વૈરાગી થયા કે શુ?'

એટલે વજ્રબાહુ કહે છે 'કેમ આમ પૂછો છો? શુ ખબર નથી કે શ્રાવક માત્ર વિરાગી હોય?'

વજ્રબાહુના આ ઉદ્ગારમા તમને વિરોધાભાસ દેખાશે કે વિરાગી હોય તો આ સમારનો ઉપાડો શા માટે કરે? પણ તમને ખબર છે કે માણસ દુશ્મનના કિલ્લામા હોય, અને ત્યા ખાનપાન સુખચેન બધુ મળતુ હોય! છતા પણ એના પ્રત્યે એને હાર્દિક રુચિ નથી હોતી તેમ સસારને દુશ્મનનો કિલ્લો સમજ્યા પછી એના ખાનપાન સુખચેન પ્રત્યે હાર્દિક રુચિ ન થાય શક્તિના અભાવે આ સસારરૂપી દુશ્મનના કિલ્લામાથી બહાર ન નીકળી શકે, એ જુદી વાત બાકી રાગ કે પ્રેમ ન હોય, એટલે કે એના પ્રત્યે વિરાગી હોય

વજ્રબાહુએ પ્રગટવેલા માનનના તેજ —સાળો પૂછે છે "એટલે તમે વિરાગી છો જ?"

'એમા પૂછો છો શુ ?"

'પૂછુ છુ એ કે—તો સસારમા કેમ રહ્યા છો? કોણ રોકે છે? હુ તમને સહાય કરૂ"

સાળાએ મશ્કરીમા આ કહ્યુ આ ટોણો વજ્રબાહુને એવો હતો, કે જો તેના સ્થાને તમે હોત, તો કહેત કે માતપિતા રોકે છે, સ્ત્રી રોકે છે, દુખી દીલે મ સારમા રહ્યા છીએ, ભોગાવલી બાકી છે સયોગ અનુકૂલ નથી, ઉપાધિ ઘણી છે, વીર્યોલ્લાસ નથી જાગતો, ભણતર નથી ચડતુ, મનની સ્થિરતા નથી' આવા આવા કેઇ લોચા તમે વાળત 'જૈન થઈને કેમ હજી સસારમા સડો છો' એવા જે પ્રશ્ન આગળ જીભ સ્થિર થઈ જાય હૃદય અટકી જાય, ત્યા લાબા કુતર્ક ધરતા કાઈ શરમ આવે? સાચા વિરાગીને આ લોચાવાળાની ચાલ આવડે કે ન આવડે? આ ચાલ વજ્રબાહુને નથી આવડી. પરમાત્માના જીવનને અને એમના માર્ગને ઓળખ્યો છે, વિચાર્યો છે અને વૈરાગ્ય કેળવ્યો છે, એવા સમ્યગ્દૃષ્ટિને મન તો એમ છે કે 'આ પરમાત્મા!! આવો પરમાત્માનો માર્ગ! શોધ્યો ન

જડે, માગ્યો ન મળે! ચૌદ રાજલોકના વિશાલ પટમાં ક્યાં હાથ લાગે? આજ એ ચાલીને સામે આવે ત્યારે હું ગલ્લાતલ્લા કરું તો તો મૂર્ખાઈ થાય! નક્કી એક વાર કાળ લાત મારશે જ, અને અહીંથી કાઢશે, ત્યાં ભવિષ્યમાં કદાચ જાતિસ્મરણ થશે, તો પણ મોહાંધ મનનું ઠેકાણું ય નહિ હોય તેથી આ શાસન, આવા ગુરુ, આવી સમજ નહિ મળે! ચિથરેહાલ નહિ પણ નગ્ન કરીને મને મ્યાર કાઢે, અપમાન ભરી રીતે કાઢે, એના કરતાં હું જાતે સંસારને લાત કેમ ન મારું?' આવી આવી વિચારણામાં આવડ રમતો હોય વજ્રબાહુ પણ એવા વિચારમાં છે

## શેઠે સાત દિવસ લક્ષ્મીને દાનમાં વહેવડાવી!

પેલા શેઠે પણ એમજ લક્ષ્મીના સ્વપ્ન પર કુટુંબ ભેગું કરીને કહ્યું કે 'જુઓ વાત આમ બની છે લક્ષ્મી જવાની છે એ લાત મારે એના કરતાં આપણે મારીએ તો એમાં શોભા કયી? શું કરવું?'

કુટુંબ કહે 'આપજ ફરમાવો શું કરવું?'

શેઠ કહે 'સાત દિવસ સુધી લક્ષ્મીને ધક્કા માર્યા કરીએ!'

કુટુંબ કહે 'પછી શું?'

'પછી કોઈ ભૂખ્યું રહેવાનું નથી પછી ચારિત્ર લેવાનું!' કુટુંબને વાત ગમી કુટુંબ કેવું હતું? વિચારક શેઠનું-નિર્ણય કરી લીધો કુટુંબ કેવું મળ્યું હશે? આખા કુટુંબે સાત દિવસ સુધી છૂટે હાથે ધન ઉડાડ્યું! કોઠારો અને ખજાના ખાલી થઈ ગયા તળિયાં દેખાયાં

સાતમે દિવસે લક્ષ્મીએ આવીને કહ્યું 'આ તો તમે જુલમ કર્યો હું તો જતી હતી, પણ શેઠ, તમે તો મને લોખંડની સાંકળે બાંધી!'

શેઠે કહ્યુ મે ક્યા બાધી છે? મે તો છૂટી મૂકી છે'

'અરે ભલેને તમારી તિજોરીના તળિયા દેખાયા, પણ ધન જે તમે દાનમા ઉત્કૃષ્ટ ભાવનાથી ઉડાડ્યુ, તેથી તમારા પુણ્ય નધી ગયા' તે તરત ઉદયમા આવ્યા! તમારા ડૂબેલા, ગુમ થયેલા વહાણ આવી લા યા છે નકો ભારે છે! પુણ્યથી તમે સાકળે મને બાધી લીધી છે'

શે૦ ક્હે છે 'ગમે તે હો પણ કાલે નવારે અમારા આખા કુટુબની દીક્ષાનો વરઘોડો છે'

લક્ષ્મી વિલખી પડી કુટુબે પ્રભાતે ચારિત્ર માર્ગે સધાવ્યુ માનવના તેજ કયા? આવતી લક્ષ્મીને પડતી મૂકનાના? કે ન આવતી માટે પા. અમખરા અને અખતરા કરવાના?

સાળાને મશ્કરી ભારે પડી ગઈ—વજ્રબાહુ કહે છે 'શુ કહ્યુ? કાઈ રાકતુ નથી, એમ? બહુ સરસ' કહેતાજ વજ્રબાહુની આખમા તેજ ચળકયુ સીધાજ ગિરિ તરફ ચાલવા માડયુ જાણે કોઈ મુનિ ચાલતા હોય તેવા દેખાતા હતા ઉપર જઈને કપડા ઉતારી નાખ્યા મુનિને વદન કરીને કહે છે 'પ્રભુ! ચારિત્ર આપો'

મ બો તો ગભરાઈ ગયો જોયુ ઠઠ્ઠો ભાર પડી ગયો

પૂછે છે 'શુ કરો છો, વજ્રબાહુ?"

"એ કરવા યોગ્ય જ કરૂ છુ ભાઈ!"

"પણ હુ તો મશ્કરી કરતો હતો"

'પણ હુ તો તમારો ઉપકાર માનુ છુ"

"અરે પણ મારી બહેનનુ શુ? આમા મને તો કઈ સમજણ પડતી નથી"

જગતને આધારે રહેનારા અને વિષયના ભોગવટા મલે તે

ઉઠાવવામા આનદ અને વિનોદ થાય, એમ નહિ પણ જગતને મેળવ્યા વિના મારે અદરથી આનદ મેળવવો છે' એમ નિર્ધાર કરી જગતથી નિરપેક્ષ બનવામા મહા આનદ મળે છે!

માનવના તેજ

વાસના અને વિકારો પર કાબુ મેળવવામા છે,

ચામડાની રમતને ફગાવી દેવામા છે,

મોહમાયાના બ ધનને તોડવાની મળેલી તકને વધાવી લેવામા છે,

કાદવમા સુગધને વળગી રહેવામા છે.

આવા આવા કઇ તેજ છે માનવના

વજ્રબાહુ કહે છે, 'તારી બહેન કુલીન છે કે અકુલિન? આ ટુલિન ન હોય તો તને મુબારક! હુ તો કુલિન ધારીને લાવ્યો હતો. ભળતો માલ વેપારીને પાછો આપી શકાય જો કુલિન હશે તો મારી પાછળ ચાલી આવશે, અગર ઘરમા રહી ધર્મધ્યાન કરશે' કેવા આ વચન છે! કુલવતીને દમયતીની જેમ ગુફામા આનદ ને કલ્લોલ! વજ્રબાહુનુ બ્રહ્મચર્યનુ માનવતેજ કેવુ'? કામની વાસના પર કાબુ કેવો હશે? એ સાળો, પત્ની અને રાજકુમારોને એમ શરમાઇ જવુ પડ્યુ કે 'અમે જો જઇએ એમને એમ આને મૂકીને તો લોકો અમારી સામે ટીકાઓ કરે!' એટલે વજ્રબાહુની સાથે બધાએ ચારિત્ર માર્ગે ઝુકાવી દીધુ વિચારો માનવના તેજ ખીલવવા હોય તો કયા સયોગમા અને પોતાની કઇ સ્થિતિમા ખીલવી શકાય? પત્ની હજી સુધી કયા મનોમથનમા હશે! એમા આ પતિની પાછળ જીવનભરના બ્રહ્મચર્ય અને કઠોર ચારિત્ર! હવે આગળ વજ્રબાહુના પિતાના તેજ જુઓ

<u>પિતાની હૃદયવ્યથા' ધન્ય છે, એ રાજકુવરને —</u>

રાજા દરબાર ભરીને બેઠા છે જાન સુરતિયા વિના પાછી

આવી! નોકરોને એકલા આવેલા જોયા, એટલે રાજા મુંઝવણમાં પડી ગયો

પૂછે છે, "કેમ કુંવર ક્યાં?"

નોકરો અવાક્ થઈ ગયા, રાજા વધુ ગુંચવાયો ફરી પૂછે છે, "કેમ ભાઈ કંઈ બોલતા નથી? કોઈ અકસ્માત્?"

"સાહેબ, ભારે વાત થઈ ગઈ!"

"શું થયું? જલદી કહો"

"કુંવરસાહેબ, રાણીબા, શ્યામસુંદરસાહેબ, અને રાજકુમારી બધાએ દીક્ષા લીધી!" એમ કહીને એ કિસ્સો કહ્યો

આ સાંભળીને રાજાને શું થયું, જાણો છો? શું સાધુ પર ગુસ્સો આવ્યો કે 'આ સાધુઓને બીજો ધંધો જ નથી?' અથવા શું સાળા પર ગુસ્સો થયો કે 'મૂર્ખાએ છોકરાને ખોટો ચઢાવ્યો?' કે છોકરા પર ગુસ્સો ચઢયો કે 'નાદાને આ શું કર્યું? આ મને ઘરડે ઘડપણે રઝળાવ્યો?' આવું કશું રાજાને થયું નહિ માનવના તેજની ખબર ન હોય, એના આ તોફાન છે પણ જ્યાં સંસ્કૃતિમાં સાચા માનવના તેજના વારસા મળે છે, ત્યાં એ તેજ ખીલવવાની વાતો હોય છે, તેજ આવરવાની વાત નહિ. જાતની ન્યૂનતા જોવાને બદલે ખોટો ગુસ્સો, સારી વસ્તુની અનુમોદના કરવાને બદલે દ્વેષ, ઈત્યાદિ તો માનવના તેજ નહિ પણ માનવના અંધકાર છે

માનવના તેજમાં અપૂર્વ દિવ્ય વિચારણા, કર્તવ્યના ભાન, ગુણાનુરાગ, એવું બધું આવે.

રાજાને સાંભળીને ખેદ થયો, મો વિલખું પડી ગયું કેમ? હૃદય એમ ખિન્ન થયું, ચહેરો એમ ઉતરી ગયો, કે મનમાં

આવડે છે તમારા જીવનની ગાડી પુરપાટ દોડી રહી છે, પણ કયા પાટા ઉપર તે જરા થોભીને વિચારવાની જરૂર છે જીવન તો જીવાશે, અને પુરૂ પણ થશે પણ કયા જઈ રહ્યા છીએ, શેમા શોભા છે, શેમા ભાવી અનંતકાળ ઉજળો બને એ બધુ બુદ્ધિપૂર્વક અને જ્ઞાનીના વચને વિચારવાની ખુબ જરૂર છે. મૈત્રીભાવ, કરુણાભાવ અને પ્રમોદભાવ રાખવામા માનવના તેજ છે! જ્યા ત્યા ઈર્ષા, ટંટા, ક્રૂરતા, દુશ્મનાવટ વગેરેમા પ્રવીણ બનવામા માનવની તેજસ્વિતા નહિ તિમિરમયતા છે જંગલી પશુઓનેય એ ઘણુ વરેલુ હોય છે પ્રભુ પરમ તેજસ્વી ', કેમકે શુ શત્રુ કે શુ મિત્ર આખા જગતને પ્રેમ અને કરુણાથી નવરાવી દેનારા ' ઉપસર્ગ-ઉપદ્રવમા પીડાતા મહાત્મા મહર્ષિઓ મહા તેજવાન! કેમક ઉપદ્રવ કરનાર જીવલેણ શત્રુ ઉપર પણ એમને મૈત્રિભાવ! આ મૈત્રી, કરુણા અને ગુણ-પ્રમોદના તેજ એવા સુંદર છે, કે એનો અનુભવ કર્યા પછી બીજુ ગમે નહિ! પછી મોક્ષે ન જાય ત્યાસુધી ભવોભવ એજ સ્વભાવ! વૈરી અગ્નિશર્માનો જીવ જેમ જેમ જન્મે જન્મે વધુ ને વધુ ઉપસર્ગ કરતો આવે છે તેમ તેમ સમરાદિત્યનો જીવ વધુ ને વધુ મૈત્રીભાવનુ તેજ વધારતો આવે છે, બલભદ્ર મુનિના આ મૈત્રીભાવના તેજમા સિંહ જેવા અંજાય જતા! તે જંગલમા એમની સામે આવી સેવકભાવે બેસી જતા! અને એમની તેજસ્વી મુદ્રાનુ દર્શન કરતા!

નિર્વિકાર દશામા અનંત નક્કર આનંદ- તમેય તેજસ્વી માનવ છો ફક્ત એ તેજને પ્રગટ કરવાની ધૂન લગાવો એના માનવના તેજ અખંડ આનંદમા અને નિર્વિકાર દશામા છે ભલે ઈષ્ટ અનિષ્ટ સંયોગો જીવનમા હેરફેરી કરે હિંડોળા લે, પણ જીવે એની વચમા સ્થિર નિર્વિકાર રહેવાનુ હિંડોળે હીંચે એની સાથે જેની પર હિંડોળો બાંધ્યો છે તે લાકડુ પણ જો હિંડોળો લેવા માંડે તો? તો શુ? અવસરે તૂટે તેમ વિકારના

હિરોળા લેતા રહેવાય, તો અવસરે આત્મા તૂટે વિષયોના ભારથી ક્યાય દૂર કે કાય જાય! વિકારીને સદા દુખ, દુખ અને દુખ! નિર્વિકાર દશામાજ અખડ આનદ નહી શકે પકવાન આવ્યું, જિલગિલીયા થયા અને લોભથી વધારે ખવાઇ ગયુ તા! તો શુ? પહેલા જીભ પકડી હતી હવે પેટ પકડીને 'હાય! બહુ અકળામણ થાય છે! નથી રહેવાતુ'' એટલે પેલો લૂલો આનદ તૂટી જતા વાર નાહ! ખરો અખડ આનદ તો નિર્વિકાર દશામા! આ બધું લાવવા માટે ઉપાયો શુ?

ફરીથી યાદ કરો – ''મારો આત્મા જગતના પદાર્થો કરતા મહામૂલ્યવાળો છે એ મને ન હાર, હુ તેને હારૂ' જગતના વિષયોથી અને તે નિમિત્તની ક્રોધાદિ લાગણીઓથી આત્મતેજની હાનિ થાય છે એનાથી આત્મામા ખણજ, આતુરતા, વિહ્વળતા અને ઉકળાટ વધે છે, તેથી પરાધીનતા પણ વધે છે પછી જાતનુ ભૂલી જગતના પદાર્થોનુ સુવારનાનો મેનીયા જાગે છે, એ માટે ભેખ લેવાય છે'' આ ખૂબ યાદ રાખો આનો વિષયોની સ્થિતિ છે

માટેજ હવે અનાદિના ધોરણ ફેરવવા પડશે નિર્વિકારની દિશાએ પ્રયાણ આદરવા જોઇશે અને એ પ્રયાણ તે એ કે પહેલા બાદશાહી શામા અને ગુલામી શામા, તેનો સાચો ખ્યાલ કરનો જોઇએ જગતના આકર્ષક વિષયોથી ભડકી ઉઠવુ જોઈએ! હવે ખ્યાલ એવા ઉભા કરવા જોઈએ કે,

બાદશાહી શામા? ગુલામી શામા? —'પગે ચાલીને જવુ પડે તો બાદશાહ! અને મોટરમા જવુ પડે તો હુ ગુલામ! રસદાર તીખા મીઠા ભોજન પર જ મારી તલપ રહે, તો હુ ગુલામ અને લુખ્ખા રિદ્ધા પર આનદ રહે તો હું બાદશાહ!'—આવા આવા કેઈ ખ્યાલો, કેઇ આદર્શો નક્કી કરવા પડશે! તો આય-બિલના લુખ્ખા ભોજનને સ્વેચ્છાથી હોશથી ખવાય! તો સા..

જીવનને લ્હાઈને વધાવાય! તો માન મળે ત્યા ગભરામણ થાય, અને કોઈ ભાવ ન પૂછે ત્યા ઠીક લાગે કેમ વારૂ? કહો કે મળતા સ્વાગત સન્માનમા પોતાની લૂટ દેખાય છે, ને કોઈ ભાવ ન પૂછે તેમા સુરક્ષિતતા લાગે છે માનવના તેજ આવી સ્વતત્રામા છે, આત્મગુણના વિકાસમા છે

વિજયશેઠનો કામપર વિજય

માનવના તેજ બહુ સ્થલ સ્વરૂપમા અને દૃષ્ટાન્તમા જોયા. આજે વિશેષ કરીને માનવના તેજમા વિજય શેઠનુ બ્રહ્મચર્યનુ તેજ જોવાનુ હતું, પણ સમય બહુ થયો હોવાથી સક્ષેપમા જોઈશુ કે વિજયશેઠે એ તેજ કેવુક ઝગમગાવ્યુ! ઉત્પન્ન થયા પછી લુહારની ધમણ પણ હવા લે છે, અને કાઢે છે, તેમ શુ આપણે પણ શ્વાસમા હવા લેવી-મૂકવી, અને એમ જ જીવન પુરૂ કરવુ? એ તો જગતના તુચ્છ જીવો પણ કરે છે ઉદાર અને ઉમદા જીવોના તેજ અજબ હોય છે, તેથી એના કર્તવ્ય ઉચા હોય છે

વિજયનો નાની વયે પરાક્રમી નિર્ણય—સમુદ્રના કાઠાપર મનોહર કચ્છ દેશ હતો ત્યા એક વિજય નામે શ્રેષ્ઠીપુત્ર હતો બુદ્ધિશાળી અને સારો સુખી એ! એને કુળના સારા સસ્કારમાં ઉછરવાનુ એવુ સદ્‌ભાગ્ય મળ્યુ હતુ કે એના પ્રતાપે એણે નાની ઉંમરમા જ જીવનભરને માટે કૃષ્ણપક્ષમા બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કર્યો હતો કેમ વારૂ? એટલા માટે કે 'ચાલો, જિંદગીના અડધા ભાગ માટે તો વિષયસેવાના પાપથી બચી જનાશે!'

કર્તવ્ય અને કમાણીના લક્ષ—વિચારજો, સસારસુખનો સ્વાદ તો હજી તો ચાખ્યો નથી, ત્યા જૈનને કોડ કેવા? માનવના સાચા તેજને જો ઓળખો તો એમ જ લાગશે કે એ વિચારણા બરાબર યોગ્ય કરે છે જીવને અનાદિકાળથી વાસના

તો વળગેલી જ હતી, વિકારોની ભારે સતાવણી હતી, વિષયમેવામા અનંતકાળ વીતાવ્યા હતા, એ બધું ‘ તેજ ’ નહોતુ એ કાટ હતો, એ અંધકાર હતો પણ એમા જિનશાસનની નજીકમા આ માનવભવ મળી ગયો ‘એ શા માટે મળ્યો ? અર્થાત્ એ જો મળ્યો તો ‘એમા શા કર્તવ્ય બજાવી લેવા જોઇએ, અને શી કમાણી કરી લેવી જોઇએ’ કે જેથી ‘તેજસ્વી માનવ બની જીવન સફળ કર્યું ગણાય,’ ઇત્યાદિ વિચારણા કરી લેવી જોઇએ તેથી જીવન કેવુ જીવવુ મનોરથ કેવા ઘડવા, કેવી કેવી ભાવનામા રમતા રહેવુ, વગેરે નક્કી થાય સંસારમા જે પોતાના જીવનની અતિ દુર્દશા સમજ્યો છે એને તો મોક્ષ પામવાની લત લાગેલી હોય છે, અને મોક્ષ પામવાની લત એટલે ‘મોક્ષ કયારે મળે, કેમ મળે, શી શી સાધના કરૂ,’ વગેરેની અહર્નિશ રટણા

મોક્ષનો પ્રયત્ન કેવો હોય ?—ત્યારે કહો જોઉં કે મોક્ષ એ શું વાસના વિકાર અને વિષયમેવાના સંસ્કારને આ જીવનમા મજબુત કરવાથી થાય કે ઢીલા કરવાથી ? ભૂલશો નહિ કે એની મજબુતાઇથી તો આત્માપર સંસાર અનાદિકાળથી અખંડ પ્રવાહે ચાલ્યો આવ્યો છે ! એ પર તો જીવને અનંત અનંત ભવના પરિભ્રમણ થયા છે ! આ ઉત્તમ જીવનમા એ કામવાસના, એ ક્રોધાદિ કષાયના વિકારો, અને એ પૌદ્ગલિક વિષયોનુ આસેવન-એ પાછા એના કુસંસ્કારોને દૃઢ કરે જેથી આ જીવન દીનો આલવાઇ જતા એ કુસંસ્કારો એના બેફામ રીતે ફાલે ફૂલે છે, અને આત્માને પીડે છે કે જ્યા આત્માનુ કઇ જ ચાલતુ નથી, અને ક્રૂર કર્મ હલકા ભવોમા એની ભારે કદર્થના ચલાવે છે ! છતા એ કુસંસ્કાર છૂટતા નથી, બલ્કે એ તો જીવને કુપ્રવૃત્તિમા જ રચ્યોપચ્યો રાખે છે ! એના છુટકારાને માટે યોગ્ય એકમાત્ર ભવ માનવનો તો એમા શક્યતાએ શુ એ કુસંસ્કારને

દઢ કરવા કે દોદરા કરવા ? શ્રેષ્ઠીપુત્ર વિજય એ વિચારી રહ્યો છે, કે આ જીવનમા વિષયસેવાથી જેટલા બાચ્યા, એટલા આપણે ફાવ્યા ! એટલી માનવજીવનમા કમાઇ કરી !

ભાગ્યવતી વિજયા —બીજી બાજુ, એ ન ગરમા વિજયા નામે એક શ્રેષ્ઠી કન્યા હતી સ યોગવશાત્ નગરમા કોઈ સાધ્વીજીના સત્સમાગમમા એ આવી પડી પૂછવાનુ શું ? સ સારના કિચડમાથી બહાર નીકળી ! સયમના ઉદ્યાનમા જે વિહરતા હોય, એની પાસેથો વિષયવિલાસના કિચડની વાતો ન મળે, પણ નિર્મળ બ્રહ્મચર્યરૂપી પુષ્પસુવાસની વાતો મળે, એ સહજ છે !

'જેને બહેની, આ જીવે અનતકાળમા કયા ઓછુ જોયુ, ભોગવ્યુ છે ? છતા આજેય તૃપ્તિ લાગે છે ? હવે એની ઇચ્છા મટી ? ના, આજેય જાણે નવી જ ભૂખ છે જાણે આજસુધીમા કશુ જોયુ, ભોગવ્યુ નથી, એવુ આજે લાગે છે ! અને તે એમ જ થાય કામની ઇચ્છાનો ભીષણ રોગ તો સયમથી જ મટે, સ સારથી નહિ. માનવના તેજ તો વાસના, વિકાર, અને વિષયસેવાના ભીષણ રોગ મટાડી બ્રહ્મતેજ ખીલવવામા છે '

વિજયાની પ્રતિજ્ઞા —સાધ્વીના આવા કોઈક ભવ્ય ઉપદેશે વિજયાના હૃદયને વલોવી નાખ્યુ !! એને એમ થયું કે 'અહો ! આ હું શું સાભળી રહી છુ ? કેવો દિવ્ય પ્રકાશ ! કેવુ મનોરમ માર્ગદર્શન ! બસ જાણે એમ જ થાય કે મૂકી દઉં આ અનાદિની લપ ! છોડી દઉં આ ભયાનક લત !' એ તો ચઢી આતરમથનમા અને પવિત્ર ભાવનામા ! પરિણામે એણે નિયમ લીધો કે 'જીવનભરને માટે શુક્લપક્ષમા બ્રહ્મચર્ય પાળવુ ' ધન્ય છે આર્યકુળ અને આર્યસ સ્કૃતિને કે જે માનવને માન ઓખાથી નહિ, પણ ગુણથી ને સુપરાક્રમથી માનવ બનાવે છે '

વિજય-વિજયાના લગ્ન ! —હવે ભવિતવ્યતાનો એવો યોગ આવ્યો કે અહીપુત્રી વિજયાના પિતાએ વિજયના પિતા પાસે માગણી મૂકી કે 'વિજય માટે વિજયાનો સ્વીકાર કરો' માગણી કબૂલ રખાઇ, તથા લગ્ન નક્કી થયા અને લગ્ન પણ થઇ ગયા! સમજો છો ને કે પરસ્પર શુક્લ-કૃષ્ણપક્ષના બ્રહ્મચર્યના નિયમવાળા આ બન્નેના લગ્ન એટલે સસાર શો?

આધુનિક વિષમ વિચારસરણી ! —ત્યારે આજના યુગવાળાને તો અહીં ઝટ એ પ્રશ્ન થશે કે "પણ આમ વિવાહ થાય? વર-કન્યાને પૂછવુ તો જોઇએને? વર-કન્યા અરસપરસ મળે, પોતપોતાના ગુણદોષ સમજે, સ્વભાવના પરિચય આપે, પોતાના જીવનમા શી શી ખાસીયતો, શી શી વિશેષતાઓ રહેશે, એ કહે, એમા બને દિલથી મળે અને રાજી હોય તો વિવાહ થાય. આવુ જો અહીં થયુ હોત તો એક બીજાને પોતાનો ખાનગી નિયમ કહેત, અને તરત જ વિવાહ અટકી જાત અહીં આવુ ન થયુ, તો કેટલો બધો અનર્થ થયો? હવે તો, કા તો પ્રતિજ્ઞાભગનુ પાપ અથવા તો બનેને જિદગી સુધી સળગાયા કરવાનુ, વિષય ઝંખનામા ઝુરતા રહેવાનુ ! પછી માબાપ પર ધિક્કાર વરસાવ્યા કરે, અને હાયહોયમા જીવન પુરૂ કરે ! અથવા બને સસારસુખના જુદા સ્થાન જમાવી બેસે! આવો અનર્થ થાય નહિ એટલા માટે જ સ્નેહલગ્ન આશીર્વાદરૂપ છે," આ આધુનિક વિચારસરણી છે

યોગ્ય વિચાર દશા.—આ વિચારસરણીમા માનવના તેજ નહિ પણ અધકાર છે, કેમકે આ વિચારણામા માત્ર પશુક્રિયા અને વાસનાના આનદની જ મુખ્યતા રખાઈ છે, માનવે તો વાસના વિકાર અને વિષયસેવાના સસ્કાર ભુસી નાખવામા

કર્યું ગણાય એ વસ્તુ સદંતર વીસરી જવામાં આવી છે ત્યારે તમે કહેશો કે 'એકબીજાના મન દુભાતા રહે એવું કેમ?' તો સમજવાનું એ છે કે પહેલેથી જ સારા સંસ્કારના પોષણ કર્યા હોય તો આવી દુર્દશા ઊભી જ ન થાય આજે જ્યાં મુગ્ધતાએ સુસંસ્કારના જીવન જીવવાનું ભૂલી જવાયું છે, ત્યાં મહા વિષમતા અને વિટંબણા ઊભી થઈ છે

બાકી આજે પણ એવા કુળો છે જેની કુળવતી બાળિકાઓ કર્મસંયોગે બાળવિધવા બની તો સુંદર બ્રહ્મચર્ય અને ત્યાગ તપસ્યા વગેરે ઉત્તમ ધર્મસાધના સાધે છે એને હવે 'હાય! સંસારસુખ સળગી ગયા!' એવા રોણાં નથી એ તો પવિત્ર ધાર્મિક જીવનમાં સ્વર્ગીય જીવનની જેમ મસ્ત છે! ત્યારે ગમે તેવી જાતપરીક્ષા અને બીજી ધમાલ કરી હોય, પણ કર્મ ઊંધુ વાળે ત્યાં શું થાય? ત્યારે આજે એ સ્નેહલગ્નની પદ્ધતિના પરિણામ દેખો છો ને? અહીં વિજય-વિજયાના પરાક્રમ જોજો.

<u>પરણીને વિજયા પતિ પાસે રહસ્ય સુણે છે —</u>

અર્ધ અર્ધ માસના સુંદર બ્રહ્મચર્યની શ્રીમંતાઈવાળા આમને આપણે વિજય શેઠ અને વિજયા શેઠાણી તરીકે ઓળખીશું હવે લગ્ન થયા પછી વિજયા સાસરે આવી દિવસની કાર્યવાહી પતાવી રાતના પતિના શયનગૃહમાં એ આવે છે કેવી છે એ? રૂપ અને લાવણ્યની મૂર્તિ કેળના જેવા કોમળ અંગવાળી, કમળના જેવા મુખવાળી પાછી યુવાનીના ઉંબરે ઉભેલી, એમાં વળી શણગાર સજેલા! પછી તો જાણે સ્વર્ગમાંથી અપ્સરા જ ન ઉતરી આવી હોય! 'સોનવર્ણી, શશીવયણી, મૃગનયણી મનહરણી,' એવી એને

જોઈને ભલભલાના પાણી ઉતરી જાય પણ અહીં તો વિજયશેઠ છે! જેવી એ પલંગ પર ચઢવા આવી, કે તરત વિજય કહે છે કે, 'જગત ચોમજો મારે પૂર્ણ કૃષ્ણપક્ષનો બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય છે ચાલુ કૃષ્ણપક્ષમા ત્રણ દિવસ બાકી છે માટે ત્રણ દિવસ પછી વિષયસુખ ભોગવીશુ'

વિજયાને ખેદ —આ સાભળતા જ દેવાગના સમી વિજયા શેઠાણી વિલખી પડી એનુ મો ઉદાસ થયુ શાથી? તમે જે સમજો છો એવા કારણે નહિ એનુ કારણ આગળ સમજાશે

વિજય પૂછે છે, 'કા આટલામા ઉદાસ કેમ?'

વિજય વિચારે નુ બનેલ વિજયાનો ભેદ! એને તો કદાચ એમ હશે કે 'આ બાળા અત્યારે જે કોડથી આવી હશે એ પુરા ન થવાના હિસાબે, કે ભવિષ્યમા કૃષ્ણપક્ષના સસારસુખમા વિઘ્ન આવવા હિસાબે વિજયાને ખેદ થતો હશે' પરતુ આર્યકુળની બાળામા પાકેલા આ રત્નનો જુદો જ પ્રકાશ એને જોવા મળ્યો!

<u>વિજયાના ચેતક વચન</u>—વિજયા કહે છે કે,

"ખેદ બીજો કોઈ નથી, પરતુ મારે શુક્લપક્ષના બ્રહ્મચર્યનુ વ્રત છે, તેથી ત્રણ દિવસ પછી પણ, તેમજ ભવિષ્યમા કોઈ પણ શુક્લપક્ષમાય મારી પાસેથી તમને વિષયસુખ નહિ મળી શકે, છતા હુ એટલુ કહુ છુ કે તમે બીજી સ્ત્રી પરણી લો, અને તમારા કૃષ્ણપક્ષના નિયમને સાચવી લો બાકી મારે તો આજથી હવે કૃષ્ણપક્ષના પણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા છે એટલે તમારા જેવા સૌભાગી પતિને પરણી જીવનભરને માટે પૂર્ણ બ્રહ્મચર્યનો મહાન લાભ મળ્યો છે, તે બદલ મારી જાતને મહાન ભાગ્યશાળી સમજુ છુ!"

જગત સુલભ વિચારણાથી દુઃ વિજયા —

વિજયાના સ્ત્રીહૃદયની આ સાત્ત્વિક વિચારણા અને આ નિર્ણય પુરુષને ટક્કર મારે તેવા હતા સાત્ત્વિક માનવનુ તેજ જોના, વિચારવા અને અનુસરવા જેવુ છે શુ આમા ક્યાય એ વિચાર છે કે 'હાય! આવા પતિને પનારે કયા પડી? માબાપે કેવુ ઉધુ માર્યું? હવે આ મારા વિષયસુખનુ શુ થશે? બસ, એ તો હવે નહિ જ મળે? અરેરે! મારા કેવા પાપના ઉદય? તો ત્યારે મારૂ યૌવન વેડફાઇ જવાનુ? ના, ત્યારે મારૂ શુક્લપક્ષનુ વ્રત ફેરવીને કૃષ્ણપક્ષનુ કરૂ, શુક્લપક્ષની છૂટ લઉ અથવા એમને (પતિને) કૃષ્ણપક્ષનુ વ્રત શાનુ? નહિ ચાલવા દઉ હુ એ'' ના, આ પૈકીની એક પણ વિચારણા નથી, નિસાસો નથી દિલગીરી નથી, પશ્ચાતાપ નથી! દુખ તો એને એ થયુ કે પતિ રહ્યા હશે વિશ્વાને કે 'ચાલો પોતાને કૃષ્ણપક્ષ પુરતો નિયમ છે, એથી શુક્લપક્ષના સુખ મળશે, પરતુ મને પરણીને એમા એ ફસાયા! તેથી લાવ એમને બીજી સ્ત્રી પરણવા મારા તરફથી સમ્મતિ આપી દઉં'

વિજયશેઠનુ લોકોત્તર વિચાર ધોરણ —

પરતુ આ તો પતિ વિજયશેઠ છે! શુ? વિજયશેઠ! પરાજય શેઠ નહિ! એ કાઈ પોતાની જાતને ફસાયા માને એમ નથી એમ નથી થતુ કે 'હુ વળી આવી સ્ત્રીમા કયા ફસાયો? મારા માબાપે આ કેવી આફત ઉભી કરી? ત્યારે મે જરા પુછીય ન લીધુ? અને આને વળી શુક્લપક્ષના બ્રહ્મચય સુઝે છે!! મારી જેમ પાળે એ કૃષ્ણપક્ષનુ બ્રહ્મચય! આપણે સગવડ આપેલી જ છેને? શુક્લ-પક્ષનુ બ્રહ્મચર્ય? એ નહિ બને અહીં!' અથવા 'મારે કૃષ્ણને બદલે શુક્લપક્ષનો નિયમ હો' અથવા આપણે તો બીજી સ્ત્રી

પરણી ભોગીના બાદશાહ બનવાના !!' આમાનું કાંઈ જ એને મનમા આવતુ નથી

વિજ્યાને એ તો કહે છે કે 'તમે સપૂર્ણ બ્રહ્મચર્યનુ કહ્યુ તે તો બહુ સરસ કહ્યુ ! મને બહુ ગમ્યુ ! પરતુ મારા માટે તમને જે દુ ખ થયુ તે ઠીક નથી કેમકે ભોગસુખ તો હળાહળ ઝેર જેવા છે! એ ઝેર પીવા કદાચ બાકી બાવાએ બાકી રહી ગયા તો એના શોક શા ? તમને બ્રહ્મચર્ય ખપશે, તો શુ મને નહિ ખપે ? કવિ કહે છે કે,

"તવ વળનુ રે, તમ ભરતાર કહે ઇશ્યુ
વિષયાત્મ રે, કાળકૂટ હોયે જિસ્યુ
તવ છાંડી રે. શિયળ સબળ બેઉ પાળશુ !
તસ વાન્તા રે, માતપિતાને ન જણાવશુ "

—આત્માના ભાન પ્રાણ હરી લેનારા એ કાળકૂટ ઝેરને ખાવાનુ કામેય ત્યાર શુ છે ? સહેજે સહેજે બ્રહ્મચર્ય પાળવાનો મનેય સુવર્ણ અવસર મળ્યો તો આ જન્મમા મારે પણ અબ્રહ્મ સેવન જોઇએ નહિ આપણે બ ને જોરદાર સ પૂર્ણ બ્રહ્મચર્ય પાળીશું માતાપિતા કદાચ એમા રોકે, માટે એમને વાત જ નહિ કરીએ, અને જ્યારે કદાચિત્ જાણી જશે, ત્યારે આપણે દીક્ષા લઈશુ '

પતિ-પત્ની અન્યોન્યને અનુમોદે છે --

નારીરત્ન વિજયશેઠાણી પ્રત્યેની પુરુષરત્ન વિજયશેઠની આ વેધક વાણીએ આખુ વાતાવરણ અને આખુ જીવન પલટી નાખ્યુ ! બન્ને ઉલ્લાસમા છે બન્નેને એકમીજાની ભારે અનુમોદના છે બ નેને પરસ્પર માટે એમ થાય છે કે "ઠીક થયું આમને પરણ્યા તો, જેથી સંપૂર્ણ બ્રહ્મચર્યનો અનુપમ અણમોલ લાભ મળ્યો !..માનવ જીવન કૃતાર્થ થયું ! યૌવન લેખે લાગ્યું ! કેમકે ,"

બ્રહ્મચર્યાદિવ્રતનું બહુ ફળ કહે છે "संपत्तौ नियम यौवन व्रतम्।" છતી સંપત્તિ મળવાની સગવડે પરિગ્રહ સંકોચની પ્રતિજ્ઞા! છતા યૌવને બ્રહ્મચર્ય!

વિકારી સમારમા નિર્વિકાર! —

પછી તો એકબીજામા જાણે ભાઇબહેનની કલ્પના કરીને ખડ્ગની ધાર સમાન એ શીલવ્રતને પાળે છે માતાપિતાને જાણવા નથી દેતુ, તેથી શય્યા એક છે છતા રંચ માત્ર વિકાર નથી! આગળી માત્રનોય સ્પર્શ નથી માનવતેજમાનુ એક બ્રહ્મચર્યતેજ, તને આ શ્રાવકશ્રાવિકાની જોડલીએ એવુ ખીલવ્યુ કે એની પ્રશસા કેવળજ્ઞાની ભગવતના મુખે થઇ! તે શી રીતે? આમ

કેવળજ્ઞાની વિમળસ્વામી અને જિનદાસ —

આજ ક્ષેત્રમા ચપા નામની નગરી હતી એ નગરીમા જિનદાસ નામનો શ્રાવક વસે તેના પ્રબળ પુણ્યે એક વાર નગરના ઉદ્યાનમા વીતરાગ સર્વજ્ઞ ભગવત શ્રી વિમળકેવળી મહારાજ પધાર્યા લોકના ભેગો આ શ્રાવક પણ દેશના સાભળવા ગયો ત્યા એની ભાવના એવી વધી ગઇ કે એને એમ થયું કે 'ચોરાશી હજાર સાધુની ગોચરીની ભક્તિ-પારણું કરવાનો લાભ લઉ' એ ભાવના એણે કેવળીપ્રભુ આગળ વ્યક્ત કરી અને એ લાભ આપવા પ્રાર્થના કરી આ ય માનવનું તેજ! વિનશ્વર સપત્તિને પરમાર્થના સુકૃતમા વહેવડાવવી!

શ્રાવકના મનોરથ —

કેવળજ્ઞાની કહે 'એ કાર્ય બની શકે? એટલો બધો નિર્દોષ આહાર તુ શી રીતે પુરો પાડી શકે? અને શી રીતે સાધુને ગોચરી નિર્દોષ રહે?'

જિનદાસ નિરાશ થઈને બોલ્યો 'તો પ્રભુ, મારે લાભનું કેમ? એવો બીજો કોઈ રસ્તો બતાવો, જેથી મને એટલો જ લાભ મળે.' આ શ્રાવકના મનોરથ! કેમ જાણે આ અથિર સંપત્તિ રહેશે કે નહિ રહે, ફરી મળશે કે નહિ મળે! માટે એમાંથી આત્મહિતનો નક્કર લાભ હમણા જ ઉઠાવી લઉં!

વિજયવિજયાની ભક્તિથી ૮૪૦૦૦ સાધુ ભક્તિનો લાભ — કેવળજ્ઞાની વળતા એમ કહે છે કે 'તો જુઓ કચ્છદેશમા વિજય શેઠ અને વિજયા શ્રી નામે યુવાન પતિપત્ની છે વળી તે લગ્નથી જ નિર્મળ બ્રહ્મચર્ય પાળે છે તો એમની ભક્તિ કરવાથી તમને ચોરાશી હજાર સાધુની ભક્તિનો લાભ મળશે'

જિનદાસને ચમત્કાર થયો પૂછે છે "એમ પ્રભુ! તે એવું તે કેવું વ્રત છે એમનું કે આટલી બધી વિશેષતા?"

<u>જિનદાસ કચ્છમા વિજયાના માબાપ હવે જાણે છ —</u>

કેવળજ્ઞાનીએ મૂળથી માંડીને વિજયવિજયાની વાત કહી ત્યારે જિનદાસને ખરેખર લાગ્યું કે વિશેષતા બરાબર છે મનમા એકદમ ખૂબ જ ભક્તિ એ દંપતી પ્રત્યે ઉભરાઈ પડી તો ચંપાથી સામગ્રી લઈને આવ્યો કચ્છદેશે વિજયવિજયાને નમસ્કાર કરી ખૂબ ભાવનાથી ભક્તિ કરે છે વિજયના માતાપિતા ચકિત થાય છે કે 'આ છે શું? ઠેઠ ચંપાદેશથી આટલે દૂર આ ભાગ્યશાળી ભક્તિ કરવા આવે છે!!' જિનદાસને પૂછ્યું ત્યારે જિનદાસે કેવળજ્ઞાનીની વાણી સુણાવી એમા ખાસ કહ્યું કે 'આ કૃષ્ણ શુક્લપક્ષના નિયમવાળા દંપતીની ભક્તિ ચોરાશી હજાર સાધુને પારણું કરાવ્યાનો લાભ આપે, એવું સર્વજ્ઞ ભગવાને કહ્યું છે' ત્યારે માબાપને પુત્રરત્નના અને પુત્રવધુના અલૌકિક પ્ર

ઘરમા, શેરીમા અને આખા નગરમા વખાણ વખાણ થયા પણ અહીં તો વિજયવિજ્યાને સંકેત ભરાઇ ગયો કેમકે માતાપિતાને વ્રતની ખબર પડી તેથી વિજયશેઠ અને વિજયાશેઠાણીએ ચારિત્ર્ય લીધુ અતિચારને સેવ્યા વિના અખડ ચારિત્ર પાળી કેવળજ્ઞાન ઉપાર્જ્યું, આયુષ્યની પૂર્ણાહુતિએ મોક્ષે પહોચ્યા

'માનવના તેજ અને વિજયનો વિજય'.—એ વ્યાખ્યાન પુરૂ થાય છે વિજયશેઠ, વિજયાશેઠાણીએ કામપર તમોવૃત્તિ પર વિજય મેળવી એક બ્રહ્મચયનુ તેજ ખીલવ્યુ, તો એમાથી સર્વ તેજ પ્રગટ થયા આપણે પણ શકય એટલા માનવતેજ પ્રગટ કરીએ, એ શુભેચ્છા



# જીવન સંગ્રામ



મુંબઇ, નમિનાથજી ઉપાશ્રયમાં
અપાયેલ જાહેર વ્યાખ્યાન

## જીવન સંગ્રામની જરૂર શા માટે?

જગતમાં જીવને જન્મ પામવો એ કાંઈ નવી વાત નથી. જન્મ પામીને જીવનને આગળ ધપાવ્યે જવું એય નવી વાત નથી. એક દિવસે જીવનનો કોઈ રીતીએ અંત આવવો એ પણ નવી વાત નથી. એ તો ચાલુ જ છે અનંતકાળથી અનાદિ અનંતકાળથી. જન્મ-જીવન અને મરણની વાતો રોજમરોજની બની ગયેલી છે. આપણા જીવે અનંતિ વખત જન્મ-જીવન-મરણ કર્યાં છતાં કહે છે ને-पुनरपि जननं पुनरपि मरणं, पुनरपि जननीजठरे शयनम्! ફરી જન્મ ફરી મરણ, ફરી માતાના પેટમાં શયન! એ જન્મ (જીવન) મરણની ઘટમાળા હજી સુધી ચાલુ છે, અંત આવ્યો નથી, ક્યારે આવશે એ પણ કંઈ દેખાતું નથી. ત્યારે વર્તમાન જીવન પર પણ એવી કોઈ ખાતરી લઈ શકીએ તેવું છે કે એ ભાવી જન્મ-જીવન-મરણની ઘટમાળ અચૂક બંધ કરશે? જન્મવું, ચોક્કસ પુરુષાર્થ વિનાનું જીવન વિતાવવું, અંતે કરૂણ રીતીએ મરણને શરણ થવું, એથી આત્માનું દળદર શું ફીટ્યું? એમ ફીટે તેમ નથી ને? કે ફીટે એવું લાગે છે? એમજ ફીટતું હોત તો આજ સુધી કેમ રખડત? વસ્તુસ્વરૂપના પ્રકાશને બદલે મહાઅંધકારમાં આથડયે કહી આત્માની શી સ્થિતિ સુધરે? જન્મ-મરણની જે નિવર્તિ ચાલુ છે, તેનો નિકાલ કરવા માટે જીવન સંગ્રામની જરૂર છે.

જીવન સંગ્રામ એટલે ? —"જીવન-સંગ્રામ" સામાસિક શબ્દ છે એના અનેક અર્થ થાય દા ત

જીવનસંગ્રામ એટલે જીવનની સાથે સંગ્રામ

જીવનસંગ્રામ એટલે જીવનભર સંગ્રામ

જીવનસંગ્રામ એટલે જીવનને માટે સંગ્રામ ઇત્યાદિ

એક એક અર્થની ઘણી વિવેચના થઈ શકે તેમ છે ગમે તે અર્થ લો પણ પહેલુ એ સમજી રાખવાનુ છે કે સંગ્રામ માટે આત્માએ સુભટ બનવુ પડશે સુભટગીરી શા માટે ? વિજેતા બનવા માટે શેના વિજેતા ? વિજય શાનો ? સ્નેહ કોની ? આ વાત વિચારવાની છે વર્તમાન જીવન એવુ હોવુ જોઈએ કે જેથી જન્મ-મરણની ચાલુ ગડમથલ અટકે મૃત્યુ વિનાનુ શાશ્વત જીવન પ્રાપ્ત થાય વર્તમાન જીવન પછી જો કાંઈ ન હોય તો તો વિચારવાની જરૂર નથી, કોઈ પ્રવૃત્તિની જરૂર નથી પણ જ્યા જન્મ-જીવન-મરણની પરપરા ચાલુ જ હોય ત્યા વિચારણા જરૂરી છે

આત્માની સનાતન સ્થિતિ અને સ્વતત્ર હયાતી હોવાના પ્રમાણો છે તેથી જ આ જીવન એવુ જીવાવુ જોઈએ, ને એનાથી એવી સ્નેહ મેળવવી જોઈએ, કે વારવાર જન્મ-મરણ કરવાની સ્થિતિનો નિકાલ આવી જાય, કાયમની અજર અમર સુખ-શાતિ આત્મા માટે નિશ્ચિત થઈ જાય એ જીવન કેવુ હોય, કેવા પ્રકારે જીવાય, આદર્શ કેવા હોય, વગેરે તમામ વિચારવાનું છે 'જીવનસંગ્રામ' એટલે જીવન માટે અર્થાત્ નવીન પ્રકારના જીવન માટે, જીવનથી અર્થાત્ ચાલુ પ્રકારના જીવનથી, અને જીવનમા અર્થાત્ વર્તમાન જીવનમા સંગ્રામ

પળે, ક્ષત્રિય સુભટ પ્રાણની પણ પરવા ન કરે, તો સ્રીની પરવા? ન કરો ચિંતા! સિધાવો નાથ! સુખે સિધાવો!"

આ ક્ષત્રિયનું ઠંડુ લોહી—પત્નીની પ્રેરક વાણી છતા ક્ષત્રિયનું લોહી તપતું નથી તમને મુનિરાજની વાણી સાંભળી લોહી તપે? સંગ્રામ ખેડવા તૈયાર થઇ જાઓ? વૈરાગ્ય જાગ્યો, અને ઘેર ગયા પૂછવા તો તમારી શ્રાવિકા પત્ની શું કહે? 'પૂછવા કેમ આવ્યા?'–એમજ કહેને? જીવનના સંગ્રામ ખેલવા છે? લોહી ગરમ જોઇશે! ઉકળતું જોઇએ! થનથનાટ કરતું જોઇએ! ખૂબ વેઠવું પડશે! બહારથીયે આક્રમણ આવે, ને અંદરથી પણ ભડકા સળગે. આપત્તિના મેરુ પહાડ તૂટી પડે, ઉપરથી હેલીઓ ત્રાટકે, છતા આમાં ઝૂઝે તે સંગ્રામનો સુભટ, સાચો ક્ષત્રિય બચ્ચો આવું તાક જીવનમા ન હોય તો પછી ધમણ જેવા જીવનથી શું? આ રજપુતમા લોહી અત્યારે ઠંડુ છે, તેથી ફરીને ક્ષત્રિયાણી વિનવે છે

<u>મર્દાની શાંતિ શા કામની?—</u>

"નાથ! સીધાવો! લેશ પણ ફીકર ન કરો! નથીને કંઈક બન્યું તો પછી મારું શું થાય એની ચિંતા કરો છો ને? તો હું કહું છું કે જો આપ રણભૂમિમા ખપી ગયા, તો વરમાળા પહેરી ચિતામા આપના શબને હું ખોળામા લઇને બળી મરીશ, અને વિજય પામીને આવ્યા તો કંકુ–ચોખે વધાવીશ"

પાણી તો ચઢાવ્યુ, ક્ષત્રિય ભાયડો જરા ચાલ્યો પણ ખરો, પણ પાછો અટક્યો ક્ષત્રિયાણીને થયુ–'હાય રે હાય! આ તો જુલમ થાય છે! કોઇ જોશે તો એને થશે કે આ પત્નીજ એવી હલકી હશે, કે જે પતિને રોકી રાખતી હશે. અથવા આ છોકરીના માબાપ કેવા મૂર્ખ કે આવા કાયરને દીધી! બિચારા મારા સુયોગ્ય માતાપિતા વગોવાશે'

જીવનસંગ્રામ માટે શું શું કરવાનું ? —

આ તો દષ્ટાંત છે પણ તમારા જીવનમાં તમારી સ્થિતિ તરફ નજર કરજો આત્મહિતની કમાઈની પળ, સિદ્ધાંત રક્ષાના પ્રસંગ, દેવ-ગુરુ-ધર્મ પર આક્રમણોની કટોકટીની પળોએ લોહીમાં ચનમનાટ કેવા છે એ જોજો ! એ હશે તોજ જીવનસંગ્રામ ખેડવાનું ગમે સંગ્રામ શી રીતે ખેડાય ? શી રીતે ખેલાય ? જીવન-સંગ્રામથી ગજાવર લાભ મેળવવા છે ને ? જીવનસંગ્રામનો વિષય મોટો છે પણ ગહન નથી મોટો એટલે ભારે જવાબદારીવાળો છે ! ગહન નથી એટલા માટે કે બહુ સૂક્ષ્મતત્ત્વજ્ઞાનની જરૂર નથી. વિષય સમજ્યા પછી જીવનના આદર્શો ફેરવવા પડશે, પ્રવૃત્તિઓ પલટાવવી પડશે વૃત્તિઓના વળાંક ફેરવવા પડશે અનેકવિધ ત્યાગ કરવા પડશે, ઉપરાઉપરી તન-મન-ધનના ભોગ આપવા પડશે આત્માની એવી તૈયારી જોઇશે સંગ્રામ માટે જાણે શું શું કરી નાખું એવી તમન્ના જોઇશે મડદા-શાંતિની કાંઈ કિંમત નથી ખુદ તીર્થંકર દેવ સુદ્ધાએ એવા જીવનસંગ્રામ ખેલ્યા છે એ માટે ખૂબ ખૂબ તમન્નાઓ સેવી છે ત્યારે જ એ મહાપુરુષો જીવન-સંગ્રામ ખેલીને વિજય વરમાળને વર્યા ત્યારે જ ત્રિભુવનનાથ શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા બન્યા

ક્ષત્રિયાણીનો વિષાદ—પેલો ક્ષત્રિય પાછા પગલા માંડે છે ત્યાં એને જોઇને નવ પરિણિતા સાચી શૂરી ક્ષત્રિયાણીનું પણ મોં પડી ગયું ! એના હૃદયને ઘા લાગ્યો ગભરાઈ ઉઠી, 'હા ! હા !' હું કોના પનારે પડી ? કોણ ગભરાય ? રજપુત કે રજપુતાણી ? નવરંગી નવોઢા ગભરાય, તો શા માટે ? વિષયસુખ લૂંટાય એથી ? કે ક્ષત્રિવટ લૂંટાય એથી ? ભલે એ બહુ ભણેલ ન હોય, પરલોકની વાત નય નમજતી હોય, પણ એટલું તો એના મનને નિર્ણીત છે કે 'જંગના રંગને ઝાંખો ન કરાય ? જંગમાં પતિ

કદાચ પરલોક સીધાવો તો પણ પોતે જગતમાં મહાસતી-મહા સાધ્વી ગણાવાની! જગત જાણશે કે જેના પનારે એ પડી, તે બહાદુરીથી ગયો છે!" આર્યદેશની નારીની આ ધગશ હતી નારીરત્નો તો વિશિષ્ટ વિધાત્રી છે પશુ જેવામાંથી નર બનાવે છે! સંત બનાવે છે! આ ભારતભૂમિ છે નારી એવી આર્ય સંસ્કૃતિ અને શિક્ષણ પામીને ઉત્તમ નર તો શું, દેવ અને મહાદેવ બનાવે છે! ઉચ્ચ સંસ્કૃતિના શિક્ષણ લઈ સાચા જીવનસંગ્રામ ખેલાવનારી ભારતની સંસ્કૃતિ અને સંસ્કારી નારીઓ જબરજસ્ત પ્રેરણાના અમીપાન પાઈ શકે છે

કલંકની વિચારણા —ક્ષત્રિયાણી મુંઝાય છે 'ગજબ થાય છે એમનું કલંક એ મારા જીવનમાં કલંક! એમના અને મારા માતા પિતાને કલંક! લોક કહેશે શું?" તે વખતે કલંકની આવી વિચારણા હતી આજ કાળ ફરી ગયો છે કલંક લાગવાની મોટે ભાગે આજે પરવા નથી કલંક જાતને લાગો, કે કુટુંબને લાગો, કોઈ પરવા નહીં. આપણા જ દેશબંધુ, ધર્મબંધુ, જ્ઞાતિબંધુ બેકારી-ભૂખમરો આદિમાં સબડે તેની કોને પરવા? 'અમારૂં ભરાઓ, બીજાની અમને પડી નથી' એ એક જ વાત છે સ્વાર્થ સાધવા માટે અને લોકોમાં મોટા ગણાવવા માટે સાચું-જૂઠું (કાળા-ધોળા) કરી, યેનકેન પ્રકારેણ ભૌતિક પદાર્થો કેમ મેળવવા, તે માટે લક્ષ્મી કેમ મેળવવી-વધારવી કે જે આખરે અવશ્ય મૂકીને જવાની છે,—એજ એક ખૂન આજે મોટે ભાગે દેખાય છે

ફરેલા કાળમાં શૌર્ય જરૂરી છે —કહે છે કાલ ફરી ગયો. પણ ભૂમિ એજ છે, હવા એજ છે જો કાલ ફર્યો તો તેની સામે વધારે શૌર્યની જરૂર છે શક્ય એટલું તમામ થઈ શકે તેમ છે ઇતિહાસમાં અનેક વાતો અંકાયેલી છે તેમાં જેવા વર્ણનો છે ભૂતકાલના નરનારીના, એવા આજે પણ નરનારી છે! ક્યાંક

<u>જીવનસંગ્રામ માટે શું શું કરવાનું ? —</u>

આ તો દૃષ્ટાંત છે પણ તમારા જીવનમાં તમારી સ્થિતિ તરફ નજર કરજો આત્મહિતની કમાઈની પળે, સિદ્ધાંત રક્ષાના પ્રસંગે, દેવ-ગુરુ-ધર્મ પર આક્રમણોની કટોકટીની પળોએ લોહીમાં થનગનાટ કેવા છે એ જોજો ! એ હશે તોજ જીવનસંગ્રામ ખેડવાનું થશે સંગ્રામ શી રીતે ખેડાય ? શી રીતે ખેલાય ? જીવન-સંગ્રામથી ગંજાવર લાભ મેળવવા છે ને ? જીવનસંગ્રામનો વિષય મોટો છે પણ ગહન નથી મોટો એટલે ભારે જવાબદારીવાળો છે ! ગહન નથી એટલા માટે કે બહુ સૂક્ષ્મ-તત્ત્વજ્ઞાનની જરૂર નથી વિષય સમજ્યા પછી જીવનના આદર્શો ફેરવવા પડશે, પ્રવૃત્તિઓ પલટાવવી પડશે, વૃત્તિઓના વળાંક ફેરવવા પડશે અનેકવિધ ત્યાગ કરવા પડશે, ઉપરાઉપરી તન-મન-ધનના ભોગ આપવા પડશે આત્માની એવી તૈયારી જોઈશે સંગ્રામ માટે જાણે શું શું કરી નાખું એવી તમન્ના જોઈશે મહત્તા-શાંતિની કાંઈ કિંમત નથી ખુદ તીર્થંકર દેવ સુદ્ધાએ એવા જીવનસંગ્રામ ખેલ્યા છે એ માટે ખૂબ ખૂબ તમન્નાઓ સેવી છે ત્યારે જ એ મહાપુરુષો જીવન-સંગ્રામ ખેલીને વિજય વરમાળને વર્યા ત્યારે જ ત્રિભુવનનાથ શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા બન્યા

ક્ષત્રિયાણીનો નિપાત —પેલો ક્ષત્રિય પાછા પગલા માંડે છે ત્યાં એને જોઈને નવ પરિણિતા સાચી શૂરી ક્ષત્રિયાણીનું પણ મોં પડી ગયું ! એના હૃદયને ઘા લાગ્યો ગભરાઈ ઉઠી, 'હા ! હા ! હું કોના પનારે પડી ? કોણ ગભરાય ? રજપુત કે રજપુતાણી ? નવરંગી નવોઢા ગભરાય, તો શા માટે ? વિષયસુખ લૂંટાય એથી ? કે ક્ષત્રિવટ લૂંટાય એથી ? ભલે એ બહુ ભણેલ ન હોય, પરલોકની વાત ન ય સમજતી હોય, પણ એટલું તો એના મનને નિર્ણિત છે કે 'જંગના રંગને ઝાંખો ન કરાય ? જંગમાં પતિ

કદાચ પરલોક સીધાવો તો પણ પોતે જગતમાં મહાસતી-મહાસાધ્વી ગણાવાની! જગત જાણશે કે જેના પનારે એ પડી, તે બહાદુરીથી ગયો છે!" આર્યદેશની નારીની આ ધગશ હતી. નારીરત્નો તો વિશિષ્ટ વિધાત્રી છે. પશુ જેવામાંથી નર બનાવે છે! સંત બનાવે છે! આ ભારતભૂમિ છે. નારી એની આર્ય સંસ્કૃતિ અને શિક્ષણ પામીને ઉત્તમ નર તો શું, દેવ અને મહાદેવ બનાવે છે! ઉચ્ચ સંસ્કૃતિના શિક્ષણ લઇ સાચા જીવનસંગ્રામ ખેલાવનારી ભારતની સંસ્કૃતિ અને સંસ્કારી નારીઓ જબરદસ્ત પ્રેરણાના અમીપાન પાઇ શકે છે.

કલંકની વિચારણા —ક્ષત્રિયાણી મુંઝાય છે 'ગજબ થાય છે એમનું કલંક એ મારા જીવનમાં કલંક! એમના અને મારા માતા પિતાને કલંક! લોક કહેશે શું?" તે વખતે કલંકની આવી વિચારણા હતી. આજ કાળ ફરી ગયો છે. કલંક લાગવાની મોટે ભાગે આજે પરવા નથી. કલંક જાતને લાગો, કે કુટુંબને લાગો, કોઇ પરવા નહીં. આપણા જ દેશબંધુ, ધર્મબંધુ, જ્ઞાતિબંધુ બેકારી-ભૂખમરો આદિમાં સબડે તેની કોને પરવા? 'અમારૂં ભરાઓ, બીજાની અમને પડી નથી' એ એકજ વાત છે. સ્વાર્થ સાધવા માટે અને લોકોમાં મોટા ગણાવવા માટે સાચુ-જૂઠું (કાળા-ધોળા) કરી, યેનકેન પ્રકારેણ ભૌતિક પદાર્થો કેમ મેળવવા, તે માટે લક્ષ્મી કેમ મેળવવી-વધારવી કે જે આખરે અવશ્ય મૂકીને જવાની છે,—એજ એક ધૂન આજે મોટે ભાગે દેખાય છે.

દરેક કાળમાં શૌર્ય જરૂરી છે —કહે છે કાળ ફરી ગયો. પણ ભૂમિ એજ છે, હવા એજ છે. જો કાળ ફર્યો તો તેની સામે વધારે શૌર્યની જરૂર છે. શક્ય એટલું તમામ થઇ શકે તેમ છે. ઇતિહાસમાં અનેક વાતો અંકાયેલી છે. તેમાં જેના વર્ણનો છે ભૂતકાળના નરનારીના, એવા આજે પણ નરનારી ! ક્યાંક

ખૂણે રહી કામ કરનારા! જગલમાના ગુલાબની જેમ, જે ક્યા અને ક્યારે ઉગ્યુ, ખીલ્યુ, કરમાયુ, તેની ખબર ન પડે, પરમાર્થની સુવાસ પાથરવામા જીવન પુરૂ કરે, પણ કોઈ જાણે નહિ

પેલી ક્ષત્રિયાણી, હવે મૃદુતાને અળગી કરી, કડક બની બોલી "પાછા કેમ? શરમ નથી આવતી?"

પેલો-'હે-હે' કરે છે, નવોઢાના મુખ સામે જોઈ જોઈને!

ક્યા આ બાળા છે, પણ કર્તવ્ય-વિચાર-પરાયણ!

પેલો મન્દ છે પણ મોહમૂઢ!

ક્ષત્રિયાણી પૂછે છે, "હજી ય શુ વિચાર કરો છો?"

પેલો કહે છે "વિચાર તમારા જ તો!"

હવે ક્ષત્રિયતનયા સભળાવે છે "શમશેરમા જીવન સમજનાર ક્ષત્રિયને જ્યા પ્રાણની પણ પરવા ન હોય ત્યા સ્ત્રીની પરવા? લાવો મને આપો શમશેર"

પેલો કહે છે — તો તો મને જવામાય શો વાધો છે? વાધો છે તમારા વિયોગનો હે હે હે હે—"

વાસનાના ગુલાગડાઓને શુ આવડે? આજ 'હે હે હે !'

ક્યા વીર પત્ની! ક્યા ગુલામડો પતિ! પત્નીનુ કલેજુ કોરાય છે પણ પેલા કામવાસનાના ગધેડા બનેલાને આની કારમી પીડાનુ શુ ભાન? ક્ષત્રિયાણીને આવા પતિ સઘાતે પાનું પડવા બદલ ભારે શરમ લાગે છે કોણ શરમાય? કાયર કે શૂરવીર? અહીં તો શૂરવીર યુવતી કાયરની પત્ની બની શરમાય છે શીખવા જેવો છે એનો સ્વભાવ

એ કહે છે—"તમારૂ કર્તવ્ય વિચારો! જેની ખાતર તમે પાછા પગ ભરો છો, એ કાલે દગો નહિ દે, એની શી ખાત્રી?"

એટલે સમજ્યા ને? ઓય દશો દે! ને સુદનુ કર્તવ્ય ગુમાવ્યુ માથે પડે એની ખાતર સિદ્ધાતનો માગ ન ચુકાય આ ક્ષત્રિયાણીના હૈયામા માત-પિતાએ કયા સસ્મર રેડ્યા હશે? શ્રાવિમ (શ્રાવક પુત્રી) પરણીને સાસરે જાય પતિને કયો પથ સુઝાડે? પણ કોણ? જેને ગળથુથીમા મળ્યુ હોય તે ને? આજે શિક્ષણ કયુ? આજે તમારી પુત્રીઓ-પુત્રોના શિક્ષણમા તમે શુ ધર્મસાધના, શુભ ભાવના, તત્ત્વચિંતન પૂરો છો? ના, ઊલટુ અવસર આવે શું માગો છો? કેમ મેટ્રીક છે? બી એ છે? એમ બી બી એસ છે? આજે ભારતની આ કગાળ દશા છે! માત-પિતાને આ શિક્ષણનો મોહ છે, શાળામા ભણાવવાનું શુ? પ્રત્યક્ષ છે પરિણામ! શિક્ષકો, નેતાઓ, કુગુરુઓ વાતાવરણ લગભગ સૌ જડસુખના હિમાયતી! ત્યા થાય શુ? પણ જિનેન્દ્ર પ્રભુનો સઘ આમાથી બચવા-બચાવવાના ઉપાય કરી શકે પહેલેથી સસ્કાર સારા આપો કુભાર હાથમા લીધેલી માટીનો ઘાટ તેમા દારૂ પડે તેવો કરશે તો તે માટીનુ દામ કવાલને ત્યાજ જવાનુ

## બીજો એક ક્ષત્રિય

આજે શિક્ષણ સત્ય, દયા, સદાચાર વગેરેનું? કે જડના વિજ્ઞાનનુ? આજની રીતભાત, ફેશન, ઉચ્છૃખલતા, ઉદ્ભટ વેશ, આચાર વિચારને આ લોકદર્શી કે પરલોકદર્શી? તમારે પનારે પડેલા નિર્દોષ વારસદારોની જવાબદારી તમારે માથે છે આ ભવથી આગળ એને હવે નીચેની ગતિ અટકે તેવુ શિક્ષણ તમારે આપવાનુ છે શ્રાવક-શ્રાવિમ શિક્ષણ કેવુ આપે?

એક ક્ષત્રિયની વાત છે કોઇ રાજકુમારીને રક્ષણ આપવા અગે એ પોતાની માતાને પૂછવા આવ્યો, 'તેને બચાવવા જવુ' કે નહિ?' માતાને ખેદ થાય છે પોતાની જાત માટે! પુત્ર ખેદનુ કારણ પૂછે છે માતા કહે છે "બેટા તારો વા નથી, વાક

મારી છે તું નાનો હતો ત્યારે મારે હાથે થયેલી ભૂલનું આ પરિણામ છે કે તું આજે, શરણાગત કન્યાને બચાવવા જાઉં કે નહિ, એ પૂછવા આવે છે! તું હતો ધાવણો એક વાર હું ધ્યાન પૂજામાં રોકાયેલી, તું ભૂખ્યો થયો, લાગ્યો રડવા, દાસી હાજર હતી કોઇ દિવસ નહિ, ને તેજ દિવસે મેં મૂર્ખીએ તેને ઇશારો કર્યો તેણે તને ધવરાવ્યો, તરત જ હું ભાનમાં આવી, મારી ભૂલ સમજાણી, પૂજામાંથી ઉઠી તરત જ મેં તને ઉંધો કર્યો માથું નીચે પગ ઉંચે. ઉલટી થઇ, દૂધ નીકળી ગયું છતાં બેટા જે એક બે ટીપાં અંદર રહી લોહીમાં ભળ્યા હશે, ને રગેરગમાં પરિણમી ગયા હશે, તેનું જ આ પરિણામ છે વાંક મારો! નહિતર આમાં પૂછવાનું હોય!” પેલો સાંભળી લજવાણો, તરત જ ઉપડ્યો અને રાજકુમારીને રક્ષણ આપ્યું

સંતાનોના સંસ્કાર બગડવા માટે વાંક કોનો?

વૃત્તિ-પ્રવૃત્તિનું ઘડતર ગર્ભથી થાય છે આર્ય દેશમાં શું નર, કે નારી, શું બાલ, યુવાન, કે વૃદ્ધ, આ સંસ્કાર હતા બાળકોને ગર્ભથી સંસ્કાર પડે છે માતાની વૃત્તિ તથા પ્રવૃત્તિના ઓળા ગર્ભ પર પડે છે એની અસર ગર્ભમાં ઉતરે છે માટે જ ગર્ભથી જ આ ભારતવર્ષની ભવ્ય ભામિનીઓ એક પણ દુષ્ટ વિચારને ય હૃદયને સ્પર્શવા દેતી નથી! તો તેના આચારની તો વાત કેટલી ઉજળી! વિચારનું પ્રતિબિંબ ગર્ભમાં પડે છે માટે એક પણ મલીન વિચાર સંતાન ગર્ભમાં હોય ત્યારથી નજ કરાય. એવા વિચારની ઝાંખી પણ ન થાય તેની સતત કાળજી રખે. આથી જ ગર્ભણી સ્ત્રીઓએ હલકા પ્રકારની વાતો પણ ન કરવી કે ન સાંભળવી જોઇએ તેવા ચેનચાળાય ન કરવા જોઇએ હલકું વાચન ન વાચવું જોઈએ, તેવા દૃશ્યો ન નિહાળવા જોઇએ

જીવનસંગ્રામ ખેલાવનારે આંખ લાલ પણ કરવી પડે —પેલી

ક્ષત્રિયાણી પાણી ચઢાવે છે, છતા હજી આ મોહાધને આગળ વધવાનુ મન થતુ નથી એને ક્ષાયડો (ક્ષત્રિય) કહેવો કે નહિ? શાસ્ત્ર પણ તમને ત્યાગ વૈરાગ્યમા વીર્ય ફોરવવા સતત કહે છે પણ તમે તમારા ભોગ રાગમાથી જરાય ન જ ખસકો તો તમે પુરુષાર્થી કે નિ સત્ત્વ?

મત્રી વિમલશાનો પ્રસગ ખબર છે ને?

પોતાની પત્નીને પૂછે છે કે "કા મદિર મળશે, કા પુત્ર. કહો, શુ માગવુ? શુ લેઈએ?"

પત્ની પરમ-શ્રાવિકા છે, કહે છે, "મદિર મળશે તો મોક્ષના દ્વાર ખુલ્લા થશે, પુત્રથી તો વિષમય સસાર વેલો વધશે"

કેવી સાત્ત્વિક પત્ની! પુત્રની ઇચ્છા જરૂર છે, પણ મદિરનો લાભ ગુમાવીને નહિ! મદિરનો લાભ મળવામા પુત્રનો લાભ જતો રહે તો ભલે જાઓ, એટલે સુધીની તૈયારી છે! પતિ વિમળશા તો મહાસાત્ત્વિક છે જ પત્નીય એવી મળી છે ત્યારે, પેલી ક્ષત્રિયાણી પોતાના વિલક્ષણ પતિને સગ્રામ ખેલાવવા માગે છે ભલે કદાચ સૌભાગ્ય હણાય, પણ પતિ નિ સત્ત્વ બન્યો છે એવા પતિને જરા ઠપકો પણ આપવો પડે, જરા આખ પણ લાલ બતાવવી પડે, ટોણા પણ મારવા પડે અમારે પણ તમારી પાસે જીવન-સગ્રામ ખેલાવવાના છે; એટલે ટોણા ઠપકા કરીએ ને? યાદ રાખો, ટોણા ઠપકાથી પણ આત્મા જાગે તોય એ ઉદયની નિશાની છે પણ ક્ષત્રિય બચ્ચો હજી જાગતો નથી

ક્ષત્રિયાણીનો ટોણો —પત્ની કહે છે, "ક્ષત્રિયાણી માતાની કુક્ષિને ભાર આપી એના યૌવન બગાડી જીવન તમે આ ધર્યા? તુચ્છ મોહમા ઉચ્ચ ક્ષાત્રવટના કર્તવ્ય ચૂકતા શરમ નથી?"

ક્ષાત્રવટના અદ્ભુત ધોરણ —કેવા શબ્દો છે ક્ષત્રિયાણીના?

પવૈયાને પાણી ચઢાવે એવા! કેમ? ઉત્તમ કુળનું ફરજંદ છે ક્ષાત્ર લોહીનો પાક કે પિતાના ઘેર ક્ષાત્રવટના સંસ્કારો પામેલી છે એટલે પતિ એની એવી દયા ખાય કે 'કદાચ હું રણભૂમિમાં ખપી જાઉં તો આ બિચારીનું શું થાય?'–એની એ વીર અંગનાને મન કોઈ કિંમત નથી એમાં પતિનું કશું જ ડહાપણ એને દેખાતું નથી 'ચાલો ઠીક છે પતિ સમજદાર મળ્યા, આપણા સંસારસુખ સલામત રહેશે' એવી કોઈ સંતોષની લાગણી એને નથી થતી એને તો ઉલટું એમ થાય છે કે 'અરે મારા પતિ આવા કાયર? મને ક્ષત્રિય-પત્નીનો જશ નહિ અપાવનારા? મહાન રણસંગ્રામને બદલે મારા મળમૂત્રભર્યા ગાત્ર સામે જોનારા? ક્ષાત્ર કર્તવ્યને મૂકી બાયડી સામે જોવાનું પશુકર્તવ્ય બજાવનારા?' વિચારવા જેવું છે આ સાધ્વી નથી, બ્રહ્મચારિણી નથી, સંસાર-સુખ જોઈ નાખ્યા નથી, સંસાર સુખની અણસમજુ નથી સંસારસુખના કેટલાય રુપાળા મનોરથ કરીને એ પૂરા કરવાનો અધિકાર હજી હમણાં જ એણે મેળવ્યો છે કાયા સુકોમળ સોવનવરણી છે પતિ પણ રૂપ-લાવણ્ય ભરેલો મળ્યો છે આ સ્થિતિમાં એને જાણે એની કોઈ ભૂખ નહિ, કોઈ કિંમત નહિ તે પતિ રણમેદાને સંચરવો જ જોઈએ એવું ઇચ્છે છે એય પરવા નથી કે 'યુદ્ધમાં નથી ને કદાચ પતિનું મરણ થાય તો જીવનભરના સંસારસુખ નાશ પામે તો શું થાય?'–આ પરવા પણ નથી તેમ પતિ બિચારાએ શું સુખ જોયા, એવીય દયા નથી. એકજ ધૂન છે કે ક્ષત્રિય-ક્ષત્રિયાણીપણાના મહાન કર્તવ્ય પહેલા બજાવવાના.

માનવદેહનું મોટું કાર્ય વિષયક્રીડા નથી માનવજીવનની મહત્તા ક્ષાત્રધર્મના પાલનમાં એને લાગે છે પશુદેહ કરતા માનવદેહ લાખો દરજ્જે ઉંચો તે એને રૂપસ્પર્શાદિ વિષયોથી નિરખવા માટે નહિ. ક્ષત્રિય રાજકન્યાઓ અને ક્ષેત્રિયપત્નીઓ પણ

આના ઉચા ખ્યાલને ધરનારી હતી તેથી સર્વશ્રેષ્ઠ ધર્મકર્તવ્ય આપીને ઉભુ રહેતા ભોગવિલાસ વીતરાઈ જતા એટલેજ સાભળીએ છીએ કે પૃથ્વીચંદ્ર, ગુણસાગર, સમરાદિત્ય, જંબુકુમાર વગેરેની પત્નીઓ સહીચ સંસારસુખને ભૂલી, માત્ર પતિજ કર્મસંગ્રામ ખેલે એમ નહિ, પણ પોતેય એ ખેલવા તૈયાર થઇ જાઈ પશુ જીવન કરતા મનુષ્યજીવનના ઉંચા કર્તવ્ય ન સમજે, પશુદેહ કરતા મનુષ્યપણાનો દેહ કોઇ વિશિષ્ટ સાધ્ય સિદ્ધ કરવા માટે મળ્યો છે તેય અનતા પુણ્ય ખર્ચ કરવા ઉપર મળ્યો છે, એવુ ન સમજે તેનુ બેગુ પાન આનતી બેગુ કે પશુનુ બેગુ ? પશુના અજ્ઞાન બેતમા હીન જેવા માનવ ભવ ખરીદવાના મહા મૂલ્યના ખર્ચનો અને સદુપયોગના મહાલાભનો વિચાર સરખો ક્યાંથી આવી શકે ?

ક્ષત્રિયાણી તલવાર લે છ—ક્ષત્રિયાણીની ધીરજ ન રહી હવે એણે ખાલી મોહાનો ઉપદેશ બધ કરી મોહના ઘેલા કરતા પતિના હાથમાથી તલવાર માગી લીધી પતિ વહે છે કે 'કદાચ એ પોતે લડવા જવા માગતી હશે ! જોઉ એ કેવી રીતે જવા નીકળે છે ! જો એ જવા નીકળે તો તો પછી મનેજ જતા આવડે છે' ગમે તેમ પણ તલવાર એણે પત્નીને આપી.

વિશાલ માનસની ચાવી —અહીં આ કર્તવ્યની સંગ્રામ ભૂમિ પર રણધીરી અનેલીની યોજના આખી જુદી જ છે ! અને એ પતિના મોહાધતાથી તુચ્છ બનેલા માનસમા ન સમજાય એ સહજ કે સ્વય ઉચ્ચ યોજનાઓની સ્ફુરણા થવી, કે બીજાના ઉચ્ચ આશયોની કલ્પના આવવી, તે માટે વિશાલ માનસ જોઇએ છ

મનની વિશાલતા પણ તોજ બની શકે કે જો કોઇ બીજી-ત્રીજી લપરો, શૈન્યતા, ક્રોધાતુરતા, વિષયાતુરતા, વગેરે ન

ઉંચી કોટિની સાત્વિક વિચારણા કરવા માટે એ બંધી અવતા દૂર કરાવી દેવી જોઈએ આ ક્ષત્રિયાણી અને ક્ષત્રિયમા આટલો બધો ફરક છે, કે પતિ ખોળિયે મરદ છતા હૈયાનો અધ અને બાયલો બન્યો છે! ને પત્ની અબળા જાત છતા હૃદયની દેખતી અને મર્દાનગીવાળી છે એ કામવાસનામા વિષયોમા અધ નથી. અલબત એ સાધ્વી નથી એય હમણા જ પરણીને હૈયે સસાર સુખના કોડ લઈને આવી છે પરતુ તે કોડ અધતાના કે લપટતાના ઘરના નહિ કેમકે એની દૃષ્ટિ સમક્ષ એથી ઉચા પારમાર્થિક માનવ કર્તવ્યો છે જુઓ ત્યારે એવો અવસર આવી લાગ્યો દેખાય કે જ્યા હવે સસારસુખની લાલસા પડી મૂકયે જ છૂટકો છે, જો ઉચ્ચ કર્તવ્ય સાધવા હોય, જો જીવનમા અપકીર્તિના કલક ન વહોરવા હોય,-આવુ જ્યા દેખાય, તે વખતે જુઓ કે માણસ કેટલા બધા માહુનિક પરાક્રમ સુધી જઇ શકે છે!

રજપુતાણીનો આત્મભોગ —રજપુતાણીએ એક હાથમા તલવાર પકડી, બીજા હાથમા પોતાના માથાનો ચોટલો પકડયો! પછી બોલી, 'જુઓ આ મનોહર મોઢાએ તમને લડાઇમા જતા અટકાવ્યા છે પણ યુદ્ધનુ ક્ષાત્રકર્તવ્ય કેમ પડતુ મૂકાય? તો ' એમ બોલતા, રજપુત પતિ હજી તો આશ્ચર્ય અને ઇતેજારીમા પડયો છે કે આ આગળ શુ કહે છે, અને શુ કરવા ધારે છે, ત્યા તો આત્મભોગ દેવા આતુર બનેલી ક્ષત્રિયાણીએ રણચડી બની તરત જ મજબુત હાથે ખટાક કરતેક તલવાર પોતાના જ સુકોમળ ગુલાબી ગળા પર ચલાવીને ગળુ કાપી નાખી પતિના હાથમા આપતા કહ્યુ કે "લ્યો, આ ગમતુ અને દયાપાત્ર લાગતુ મોઢુ સાથે રાખી યુદ્ધમા જાઓ એટલે નિરાતે યુદ્ધનુ કર્તવ્ય હવે બજાવી શકશો " ડોકામાથી અને ધડમાથી તો લોહીના ફુવારા છૂટી પડયા!! શુ આ! ભલભલાને એ જોતા કમકમી આવી જાય પણ એ ફુવારાએ અને સ્ત્રીના આવા પરાક્રમે અહીં તો રજપુતનુ

ચીજી ગયેલું લોહી ઉકાળી મૂકયું એક બાજુ ભારે પશ્ચાત્તાપ અને બીજી બાજુ જ્વલંત પ્રેરણા જાગી ઉઠી. શાનો પશ્ચાત્તાપ? પોતે ક્ષાત્રવટ ભૂલી સીગ્નના પ્રાણનાશમાં નિમિત્ત બન્યાનો પશ્ચાત્તાપ! પ્રેરણા શાની? મરણીઆ બની યુદ્ધ ખેલવાની પત્ની પ્રત્યેની દયામણી લાગણીના ભૂકા થઈ ગયા

જીવન સાથે સંગ્રામ —રણભૂમિના સંગ્રામ જુદા, અને આવા જીવનસંગ્રામ જુદા ક્ષત્રિયાણીએ આ જીવનસંગ્રામ ખેલી બતાવ્યો છે જીવનસંગ્રામ એટલે? એટલે એ જ કે પોતાના જે પોતાનું જીવન પતિને ક્ષાત્રવટ ભૂલાવી રહ્યું છે એ જીવન સાથે જ સંગ્રામ ખેલી જીવનને કર્તવ્યની ભૂમિ પર સુવાડી દીધું. 'હું જીવતી રહીને મારા ક્ષત્રિય પતિને મોહ કરાવી કર્તવ્યથી ચ્યુત કરી રહી છું ને? ભલે મોહમાં હું એમને પ્રેરતી નથી, પરંતુ પતિને યુદ્ધભૂમિ પર જવાની આડે મારૂં જીવંત શરીર આવી રહ્યું છે ને? તો તો આ મારૂં જીવંત શરીર અને આ મારૂં જીવન મહા-દુશ્મનભૂત છે, જે અમારા કર્તવ્ય ભૂલાવે છે માટે એની સાથે સંગ્રામ ખેલી એનો તો નાશ જ કરવો જોઈએ'-આ હતી વીર અંગનાની ખ્વાએશ! મહાત્માઓ જ્યાં પોતાના જીવનને મોક્ષસાધનાની આડે આવતું જોતા, ક્યારેક એ ઠગી જેમ એવું જોતા ત્યાં એ પણ યુદ્ધ જીવન સાથે સંગ્રામ ખેલી અનશનાદિ દ્વારા એનો અંત થવા દેતા સાત્વિક નર-નારીઓમાંના પણ કોઈ ભાગ્યશાલીઓ દેવગુરુ ધર્મરક્ષા ખાતર, તો કોઈ ગુણ કે વ્રત ટકાવવા ખાતર, જીવનસંગ્રામ ખેલી આ ક્ષણિક સ્વજીવનને જ મહાત કરતા

<u>જીવન સાથે જ સંગ્રામના દૃષ્ટાન્ત</u>

ધારિણી —ચંદનબાળાની માતાએ જંગલમાં પોતાને પત્ની વાત સાંભળી શીલરક્ષા

સાથે સગ્રામ ખેલ્યો! કેમ? તો કે, જો જીવન મોજૂદ હોય તો એ જીવન આત્માને શીલ પર આક્રમણ જોવડાવે ને? માટે જીભ કરડીને જીવનનો અત આણ્યો!

શ્રી રામચદ્રસૂરિજી મ૦—'બાલચદ્રમુનિને આચાર્ય પદવી ન આપવી' એવી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજાની આજ્ઞાનુ પાલન બરાબર બજાવવા શ્રી રામચદ્રસૂરિજી મહારાજે જીવન-સગ્રામ ખેલ્યો કેમકે રાજા અજયપાલે કહ્યુ કે 'જીવવુ હોય તો પદવી દો' એમને દેવી નહોતી, તેથી રાજા અજયપાલે ગોઠવેલી ધખધખ અગ્નિ ધીખતી લોહ-કઢાઈ પર ચઢી જીવનનો અત આણ્યો શુ એ? જે જીવન આજ્ઞાનો ભગ કરવામા ઉપયોગી બને એ જીવન સાથે પહેલેથી સગ્રામ ખેલી એનો અત લાવવો

વસ્તુપાલ—ગુરુ શ્રી સાધુભગવતનુ માન અખડિત તપતુ રાખવા મત્રી વસ્તુપાલે અવસર આવ્યે રાજા વીરધવલ સામે માથુ ઉચક્યુ ક્યા સુધીની તૈયારી? જીવન સગ્રામ સુધીની

રત્ન શ્રાવક—રત્ન શ્રાવકે સઘરક્ષા ખાતર જીવન-સગ્રામની તયારી કરી આવા તો અનેક દ્રષ્ટાતો છે

<u>રાફુ ગળે બાધી યુદ્ધમા —</u>

પેલી ક્ષત્રિયાણીની હિંમત કેટલી! કેવુ આત્મ-બલિદાન! જાત મહિલાની છતા આત્મામા જાગૃતિ આવીને કર્તવ્યની ખેવના પાછળ જ્યા મહાશક્તિ સજીવન બને છે ત્યા પછી વીરના પરાક્રમ ખેલાતા વાર નથી લાગતી! આખ સામે નારીનુ આ સત્ત્વ જોયા પછી, એના પ્રત્યેના મોહમા ચલિત થઈ ગએલુ પોતાનુ મન રજપુતે સુસ્થિર કર્યું તેથી હૈયે હવે પત્ની ગુમાવ્યાનો શોક નથી, પણ એ જે ક્ષાત્રવટ બજાવી ગઈ એનુ અત્યત ગૌરવ છે એનુ રાફુ માથાની કેશની લટો પોતાને ગળે બાધીને પોતાની

છાતીએ લટકાવ્યુ! ઘોડે ચઢીને ગયો લડવા! લોકોના વિસ્મય વચ્ચે યુદ્ધને જીતી આવ્યો! કેમકે અંગ-અંગમાં વિજળીક શકિત જાગી ઉઠી હતી! રોમ-રોમમા સંગ્રામનો નાદ ગાજી ઉઠેલો! જીવનસંગ્રામ ખેલવા હોય તો આવી વિજળીક શકિત જગાવવી જોઈએ. રજપુતાણીની જેમ મહાન કર્તવ્ય-પાલનની આગળ મોહના ને રંગરાગના યાવત્ કાયા સુધીના બલિદાન આપવા સુધીનો થનગનાટ જોઈએ. આ થનગનાટ નથી એટલે જ જ્યાં ને ત્યાં ડરપોકપણું દાખવાય છે. નહિતર તો એમ થાય કે જીવન એટલે શું ચીજ હતી? એક દિ જીવનનું હાંડલું અવશ્ય ફૂટવાનું તો છે જ પછી એની શી બહુ મરામત?

પાપવૃત્તિઓ સાથે સંગ્રામ —

આપણે જે આજે જીવનસંગ્રામની વાત કરવી છે તે જરા જુદી છે કેમકે આપણી વાત સીધો જીવન સાથે સંગ્રામ ખેલી એનો અંત આણવાની નથી. આપણો વિષય તો જીવનભર સંગ્રામ ખેલવાનો છે. કોની સાથે સંગ્રામ? કહો,

અનાદિથી ચાલી આવતી અને અહીં સતાવતી અંતરની મલિન વૃત્તિઓ સાથે અને કર્મ સાથે સંગ્રામ.

બસ ઝગડવાનું છે મોહાંધતા, ક્રોધાંધતા, કામાંધતા, વિષયાંધતા વગેરેની મલિન વૃત્તિઓ સાથે જીવનભર ઝગડી મોહ નિદ્રા ત્યજી તરવ જાગ્રતિના જીવન જીવવાના છે. માટે કહો,

જીવન-સંગ્રામ એટલે 'જીવન એ જ સંગ્રામ, જીવન વડે સંગ્રામ, જીવન માટે સંગ્રામ, જીવનનો સંગ્રામ, જીવનમાં સંગ્રામ, જીવનભર સંગ્રામ જીવન સામે સંગ્રામ' આવા અનેક અર્થ થઈ શકે છે.

(૧) જીવન એજ સંગ્રામ એ અર્થ લેતા જીવન એ

એવુ દેખાય જેમકે, કેટલાક માણસોનુ સામાન્ય પણ બોલવુ ચાલવુ જાણે લડતા હોય એવુ દેખાય છે એવી રીતે અહીં લડાઇ આતરિક લેવાની છે તો માણસનુ વિચારવુ, કલ્પના કરવી, બોલવુ વગેરે એવુ હોય કે એ આતરિક સગ્રામ રૂપે દેખાય એમ લાગે કે એના અતરમા કઈક મથામણો ચાલી રહી છે

(૨) જીવનનો સગ્રામ એટલે પણ એવુ, કે જીવન જે પસાર થતુ જાય તે સગ્રામ ખેનનુ પસાર થતુ હોય અર્થાત્ જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ દોષો–દુર્ગુણો સામે ઝગડી રહી હોય

(૩) અગર તો જીવન સામેનો સગ્રામ પણ હોઇ શકે એથી એ બને કે પાપવિચારોભર્યા, કે પાપ પ્રવૃત્તિઓભર્યું જે જીવન, તેની સામે જ લડાઇ. અશુભ જીવન સાથે લડીને એવા આતરિક ખરાબ જીવનનો અત આણીએ, એ પણ જીવન-સગ્રામ લેખ્યો ગણાય. એનુંય નામ જીવનસગ્રામ

(૪) અથવા એને દૂર હઠાવવા જીવનભર મથીએ એ રીતે પણ જીવનસગ્રામ લેખ્યો ગણાય

(૫) અથવા ઉચ્ચ ગુણભર્યા જીવન માટે જે આવા સગ્રામ ખેલીએ તે પણ જીવનસગ્રામ

બધાનો સાર એક જ છે કે બહાર આજ સુધી બીજા ત્રીજા સાથે બહુ ઝગડ્યા હવે અંદરમા ઝગડો કરીએ પણ તે ધર્મ વૃત્તિઓ સામે નહિ, કિંતુ પાપવૃત્તિઓ સામે પરમાર્થ વૃત્તિઓ સામે ઝગડવાનુ નહિ, પણ આપણી સ્વાર્થ વૃત્તિઓ સામે ઝગડવાનુ

પાપવૃત્તિઓ સામે કેમ લડવુ —

એનો અર્થ એ કે દા ત મનમા તૃષ્ણા જાગી કે હુ ય લાખ બે લાખ ભેગા કરી લઉં તો બહુ સરસ પરતુ ત્યા જ સામે ભાવના

જગાડવાની કે "અરે! નાદાન જીવ મારા! આ લપ ક્યાં લગાડી?" संसारमूलं आरम्भा, तस्स मूलं परिग्रहो। પરિગ્રહથી આરંભ-સમારંભ (છેવટે માનસિક) જન્મીને સંસાર વધે છે તું બહુ ભમ્યો હવે બંધ કર" આમ સમજવાનું ત્યાં પાછું મન કૂદે કે પણ દુનિયામાં ઉભા કેવી રીતે રહેવું, મારા ધર્મના કાર્ય કેમ કરવા તો ત્યાં સામે વળી ભયાનક ચાર ગતિ વિચારવી આનું નામ લડાઈ

ધર્મવૃત્તિઓ સામે લડો નહિ ન યોગના બહાના —

હવે જુઓ કે કેટલીક વાર એવું બને છે કે આ ઉચ્ચ ભવમાં ધર્મ કરવા, ને પરમાર્થ સાધવા માટે માંડમાંડ ગુરુનો ઉપદેશ કે મિત્રની સલાહ મળી પણ ત્યાં પાછું જીવને એનાથી જાગતી સારી ધર્મવૃત્તિ સામે જ લડવાનું મન થાય છે, અને લડે છે! મન એમ વિચાર્યા કરે છે કે "આ સાધુઓ શું લઈ બેઠા છે? લ્યો, 'ધર્મ કરો, દાન કરો, તપ કરો' એમ બોલી કાઢયું! બોલવું સહેલું છે, પણ ખબર છે એમને કે આજે કાળ કેવો આવી લાગ્યો છે? અમારે ઉપાધિઓ કેટલી! આજના શરીર કેવા! પૈસા ક્યાં છે? " શું છે આ? ધર્મવૃત્તિ સામે લડાઈ જાણે ધર્મવૃત્તિને કહે છે 'બસ, તું આઘી ખસ અહીં પેસીશ નહિ!'

અથવા મન એમ લોચા વાળે છે કે ભાઈ! સાધુ તો બરાબર કહે છે, પરંતુ આજે આપણા સંયોગ અગમ્ય છે? શું સંયોગ? 'લગ્ન ખર્ચના, કે બીજા દુન્યવી પ્રસંગના ખર્ચના સંયોગ માથે ઉભા છે તેમાં બીજે ન પહોંચાય ' એટલે? માત્ર ધર્મખર્ચના સંયોગ નથી કોઈ દુનિયાના કારણે, કે રોગના કારણે ભૂખ્યા રહેવાના સંયોગ છે! તપધર્મના માટે હાલ સંયોગ નથી!

અથવા મન કહેશે 'હું તો ધર્મ કરવા ખૂબ તૈયાર છું, પણ હવે આ ઘરના માણસને દુઃખ લાગે છે, એ કકળાટ કરે છે ત્યાં ધર્મ શી રીતે કરું?' આમ તપના, દાનના સંયોગ નથી

ઠીક, ત્યારે ક્ષમા નમ્રતા રાખવાની વાત આવે તો ? તો એમ થાય કે 'શાની ક્ષમા કરે ? શેના એવા દબાઇ જઇએ ? એમ દબાયા રહીએ તો તો જીવવુ ભારે પડે ' આ બધી ધર્મવૃત્તિ સામે લડાઈ છે

અહીં સમજવાનુ છે કે જીવને અનતા યુગો પછી માડમાડ ધર્મવૃત્તિ જાગે છે તે ધર્મવૃત્તિઓ અને ધાર્મિક વલણ સામે લડવાનુ ન થાય એ ખૂબ જ તકેદારી રાખવાની છે ત્યારે પાપ વૃત્તિ સામેની સગ્રામની આતશ તો જરાય બુઝાવા દેવા જેવી નથી એટલુ ખૂબ જ સમજી રાખવા જેવુ છે કે આ સસારમા આપણા જીવની અનાદિ અનત કાળની ઘટમાળમા ધાર્મિક વલણ, પવિત્ર વિચાર, વગેરેની તો શૂન્યતા જ હતી હવે માડ એ ધાર્મિક વૃત્તિ જ્યારે થવા માડી છે, તો એને તો હવે વધાવીજ લેવી જોઇએ અન્યો પણ કહે છે કે

कृष्णभक्तिरसभाविता मतिः क्रीयता यदि कुतोऽपिलभ्यते'

અર્થાત્-પરમાત્મા પ્રત્યેના ભક્તિરસથી સસ્કારિત થયેલી બુદ્ધિ જો કયારેય જાગતી હોય, કયાથીય મળતી હોય તો એને સત્વર જગાડી દો, મેળવી લો. આગળ કહ્યુ છે

'तस्य मूल्यमिह लौल्यमेकक कल्पकोटिसुकृतैरवाप्यते'

તે લાભનુ મૂલ્ય કરોડો યુગોના પુણ્યોથી ઉભુ થાય છે, અને તે ચપળતા રૂપ છે અર્થાત્ કરોડો જન્મોના સુકૃતો ભેગા થયા પછી સસાર-ભાવમાથી તમારૂ ચિત્ત ખસનારૂ બનાવો, ત્યારે ત્યારે પ્રભુ-ભક્તિનો રસ ઉભો થાય પણ તે પાછો ચપળ સમજવો, ખસી જતા વાર નહિ

હવે વિચારો કે આવો મહા મોઘેરો ભક્તિરસ મળવાના સયોગ ઉભા થયા હોય, એને વધાવી લેવાના બદલે જતા કરે,

અર્થાત્ એવા સંયોગમાંથી ભક્તિરસ ન જગાડી દે, ચિત્તને એમાં તરબોળ ન કરી દે, એ કેવીક ભયંકર મૂર્ખાઈ ગણાય! કોઈની પર દયા કરવાનું, ક્ષમા દાખવવાનું, નિઃસ્વાર્થ દાન કરવાનું વગેરે ધાર્મિક વલણ, કયાં સુલભ છે? ધાર્મિકવૃત્તિ ક્યાં સસ્તી પડી છે? માંડ જાગવા જતી હોય ત્યાં જો એની જ સામે માનસિક લડાઈ ઉભી કરે, તો પછી એ મરી પરવારેલી ધાર્મિકવૃત્તિને ફરી જાગવાની કેટલી બધી કઠણાઈ ગણાય? માટે ધાર્મિકવૃત્તિ સામે બીજી લડો નહિ એવું મનોમંથન જરાય ન કરો કે જે ધાર્મિકવૃત્તિનો સામનો કરતું હોય, જે મંથન ધાર્મિકવૃત્તિને ગૌણ બનાવી દઈ, ભુલાવી નાખી પાપની વૃત્તિ, સાંસારિક સુખ-સન્માનની વૃત્તિને વિજેતા બનાવતું હોય દા. ત. દાનનો બારે ઉપદેશ સાંભળ્યો દાનની વૃત્તિ થઈ પણ પાછો વિચાર આવ્યો કે 'આપણે ક્યાં બહુ પહોંચતા છીએ' આ પેલી દાનવૃત્તિ સામે લડાઈ જાગવે, અને એ દાન-ધર્મની વૃત્તિને બિચારીને અંતે વિદાય લેવી પડશે. કોઈને લાખો રૂપિયાની શ્રીમંતાઈ છોડી સાધુ બનતો જોયો મનમાં થયું કે 'અહો કેવો અદ્‌ભુત ત્યાગ! હું પણ ઉંવરે કાંક તો કરૂં' પરંતુ પાછું થયું કે 'મારે સંયોગ ક્યાં અનુકૂળ છે? શરીર માંદું છે, સમય ખરાબ છે' વગેરે ગડમથલ ચાલી એ શું? ધર્મવૃત્તિ સામે લડાઈ આ ન થવા દેવું લડવાનું છે પાપવૃત્તિ સામે, ધર્મવૃત્તિ સામે નહિ ધર્મવૃત્તિ સાથે તો મિત્રતા જાળવવાની છે ને પાપવૃત્તિઓ સામે પળેપળ ઝગડતા રહેવાનું છે, તેય જીવનભર માટે એજ જીવન-સંગ્રામ!

૧ ખોટી લાલચોરૂપી પાપવૃત્તિઓ —

પાપવૃત્તિઓ બે જાતની છે ખોટી લાલચો અને ખોટી લાગણીઓ ઇન્દ્રિયોના વિષયોની લાલચો, ને એના સાધનભૂત લક્ષ્મી વગેરેની લાલચો, એ પાપવૃત્તિઓ છે ઇન્દ્રિયો માટે મન-

ગમતા રૂપ, મનગમતા સિનેમા, મનગમતી દેખાવડી ચીજો, સૂરીલા સંગીત સુગંધીદાર પદાર્થો, મુલાયમ વસ્ત્રો અને ગદેલા વગેરેના સ્પર્શ, ગોરી સ્ત્રીઓના લાવણ્યભર્યા રૂપ અને સ્નિગ્ધસ્પર્શ, એના મીઠા લાગતા અંગોપાંગ, ટેસદાર ખાવાની ચીજો, પીવાના પીણા, આ બધા વિષયો છે એના આકર્ષણ, એમા સારાપણાની કલ્પના, એના સ્મરણમાય આવતી મીઠાશ, એની આશાઓ, એ ખોટી લાલચો છે, ને એ પાપવૃત્તિઓ છે જીવને એ કાંઈ આજકાલની નથી આવડતી ત્યારે કોઇ સ્કુલ-કોલેજમા એ શીખવા જવુ પડતું નથી જન્મેજન્મની આવડત છે બચ્ચાથી માડી સૌને એ આવડે છે, કેમકે સંસાર નામની કોલેજમા એ પાપવૃત્તિઓનો અનંત અનંત કાળનો અભ્યાસ થયેલ છે તેથી જ જીવને એ આરપાર ઓતપ્રોત થઈ ગઈ છે નરક જેવા ઘોર સીતમના સ્થાનમા પૂર્વભવની પાપવૃત્તિની શિક્ષા તરીકે જીવનુ પોતાનું શરીર આખુ અંગ ખવાઈ ધુવાઈ જાઓ, પણ હજીએ પાપવૃત્તિઓ છુટાવા તૈયાર નથી ! એટલી બધી એ જીવના જાણે સ્વભાવરૂપ બની ગઇ છે ! ખરી રીતે આપણા જીવનો આ સ્વભાવ હોય નહિ, છે જ નહિ સ્વભાવ તો શુદ્ધ જ્ઞાનનો, દર્શનનો, વીતરાગતાનો ! પરંતુ અનાદિના અભ્યાસથી આ આકર્ષણો, લાલચો અને લાગણીઓ વગર મહેનતે સહજરૂપે થઈ ગઇ છે દિવસ અને રાત એ સતત ચાલુ છે

હજી વીતરાગ પરમાત્માની વાણી યાદ ન આવે, એવુ બને છે પણ આ લાલચોના સંવેદન અને વિચારો ચાલુ જ છે એથી જ જીવ પાપકર્મના પોટલા બાંધે છે, કુસંસ્કારોને મજબુત કરે છે અને સંસારચક્રની ચોરાશીલાખ યોનિઓમા દુખની મહાવિટંબણા પામતો નિરાધારપણે ભમે છે ! જીવને કહો અહાહા ! કેવી મહાદુર્દશા ! કેવી દયાપાત્ર સ્થિતિ ! હે પ્રભુ ! ઉગાર, ઉગાર મને એ પાપવૃત્તિઓમાથી. વર્તમાન જીવનમા પણ એ

લાલચોની પાછળ માનવતા ગુમાવાય છે, મહાઝગડા મચે છે, હાયવોય, ચિંતા, ઉન્માદ, અભિમાન, વગેરે હૃદયકલેશોનો પાર નથી રહેતો! આજની દુનિયામા આ બરાબર દેખાય છે સામ-સામા બે ભિખારીના ઝગડાથી માડી, અમેરિકા રશિયા જેવા મોટા મોટા દેશના ઝગડા પ્રત્યક્ષ છે લોકમા પ્રપચ, હુશાતુશી, અને રગડા ઇત્યાદિ શાથી ક્હે છે? કહો, ખોટી લાલચોની વધી ગયેલી માત્રાથી માત્ર ખાનપાનનીજ લાલચ નહિ કિન્તુ અભક્ષ્યની લાલચ, રાત્રિભોજનની લાલચ લક્ષ્મીની લપટતા, ફેશન ફીશી યારી અને મોજશોખની લાલચ, ઉપરાત દુનિયામા વટબધ ફેર વાની, માનસન્માન, અને સત્તા ભોગવવાની લાલચનો આજે પ્લેગ (કોલેરા) ફાટયો છે! એની પાછળ મહાન પ્રપચ, કુટુબ કલેશો, અનાચાર, બળાત્કાર, ચોરી લૂટફાટ, મારામારી વગેરે પુરજોશમા ચાલી પડયુ છે એ લાલચોને ઓછી કરવા આજે ભરપૂર ભાષણો થાય છે, બૂમો મરાય છે! છતા એમા ઓછપ થવાને બદલે વૃદ્ધિ થતી દેખાય છે! લાલચ લપટતાઓ અને એના હમણા કહેલા કટુપરિણામોના હુતાશનમા આજની ઇતર માનવ-પ્રજા તો શુ પણ જૈન પ્રજામાના પણ કેટલાય શેકાઈ રહ્યા છે એમાથી બચવા માટે એક ઉપાય છે—જીવનસગ્રામ જીવનભર એની સાથે ઝુઝો કોની સાથે? ખોટી લાલચો અને લાગણીઓરૂપી પાપવૃત્તિઓ સાથે એની સામે મોરચા માડી જ્યા જ્યા ચાલે ત્યા ત્યા એને દબાવી કચરી દફનાવી દો

• ખોટી લાગણીઓરૂપી પાપવૃત્તિઓ —

પાપવૃત્તિઓમા બીજી જાત ખોટી લાગણીઓની છે મોહનીય-કર્મની બધી પ્રકૃતિઓના ઉદય પાપવૃત્તિઓ છે માત્ર મિથ્યાત્વના શુદ્ધ કરેલા દળીયા જે સમકિત મોહનીયના દળીયા તેના ઉદયમા સમ્યક્ત્વ ગુણ પ્રકાશે છે એ ધર્મવૃત્તિ

સમ્યક્ત્વનો પ્રકાશ ઝળહળી ઉઠયો હોય. અહીં નવ ભવમાથી છેલ્લા ભવના માત્ર બે બનાવનીજ વિચારણા કરીશું આજે વધાર અવકાશ નથી બપોરે અષ્ટાપદજીની પૂજા છે એમા પણ જીવન-સંગ્રામની વાતો આવવાની છે નવમા ભવે સમરાદિત્ય, નરવીર સમરાદિત્ય રાજપુત્ર તરીકે એ અવતર્યો છે ત્યા કયાથી આવેલ છે? આઠમા મનુષ્ય-ભવે ઉચ્ચ ચારિત્રજીવનમા કાળ કરી અનુત્તર દેવલોકના સર્વાર્થસિદ્ધ વિમાનમા તેત્રીસ સાગરોપમના આઉખે તેઓ ગયેલા હતા ત્યાથી ચ્યવી સમરાદિત્ય તરીકે અવતર્યો છે છે રાજકુમાર! ઠાઠની કમીના નથી! દાક્ષિણ્યથી ભળે છે બધામા, પણ ગભીરપણે! કશામા ખાસ રસ નથી. જીવનસંગ્રામ ખેલી આઠ આઠ ભવમા વૈરાગ્ય દૃઢ કર્યો ગયા છે પિતાએ કુમારને રસ માટે એક પ્રસંગને સાધ્યો વસંતોત્સવ આવ્યો આખા નગરને શણગારવામા આવ્યુ માર્ગમા વિધવિધ પ્રકારના દૃશ્યો રચવામા આવ્યા તે દેશના રિવાજ મુજબ રાજા સાથે પ્રજાએ એ ઉત્સવમા ભાગ લેવો જોઇએ બહાર જઈ ઉજાણી કરવી જોઇએ તેથી નગરજન તથા નગરના અગ્રણીઓ (મહાજનો) રાજા પાસે આવ્યા

મહાજનવતી નગરશેઠે કહ્યુ, "નામદાર મહારાજાધિરાજ! બધા નગરજનો તૈયાર છે, ચકોર જેમ ચદ્રની રાહ જુએ, ચક્રવાક જેમ સૂર્યની રાહ જુએ, તેમ સૌ આપની રાહ જુએ છે પધારો બાપુ!"

રાજાએ આ તક હાથમા લીધી, કહ્યુ "વ્હાલા પ્રજાજનો! મે તો ઘણી ઉજાણી જોઈ છે, આજે તમે આ (સમરાદિત્ય) કુવર, જે તમારા ભવિષ્યના રાજા છે, તેમને લઇ જાઓ!" પ્રજાજનોએ આનદથી એ આદેશને વધાવી લીધો કુવરને કહેવામા આવ્યું

તાતનો આજ્ઞાંકિત સમરાદિત્ય કુંવર ભલે એવા રસરહિત છે, પણ કોઈ ભવ્ય ઉદ્દેશ ઉભો કરી ચાલ્યો એ તો! સવારી નીકળી કુંવર પ્રજાજનો સાથે અનેક દૃશ્યો જોતો જોતો ઝગઝગા કરતા સોનેરી રથમા પસાર થઈ રહ્યો છે બદીજનો છડી પોકારી રહ્યા છે વાજિંત્રોના મીઠા સરોદા વાતાવરણમા ગુંજી રહ્યા છે પરંતુ જ્યારે આખુ નગર તે જાતના આનંદમા ગરકાન છે, ત્યારે આ ઉત્તમ નરરત્નની નજર જુદુ જ નિહાળે છે!

**૧ મૃત્યુનુ દૃશ્ય**

આ દૃશ્ય કયુ? —દૂર એક ઓટલા પર એક માણસ પડેલો છે; મોમાથી ફીણ નીકળી ગયેલુ છે, આખો થરડાઈ ગઈ છે

તે તરફ જોઇ, તત્ત્વદ્રષ્ટા સમરાદિત્ય રાજકુમાર સારથિને પૂછે છે, "સારથિ! હે સારથિ! આ દૃશ્ય કયુ રાખ્યુ છે? બીજા દૃશ્યોનો હેતુ તો સમજાય છે, પણ આ દૃશ્યનુ રહસ્ય શુ છે?"

સારથિ કહે છે, "કુમારસાહેબ! એ દૃશ્ય નથી એ તો એક માણસ મૃત્યુ પામ્યો છે"

"અરે! મૃત્યુ પામ્યો એટલે શું થઇ ગયુ? મૃત્યુ પામ્યો તો ભલેને મૃત્યુ પામ્યો પણ એ આ બીજા લોક સાથે ચાલતો કેમ નથી? ઉજાણીમા ભાગ કેમ નથી લેતો? નાચતો-કૂદતો કેમ નથી?"

યાદ રાખો, સમરાદિત્ય મૂર્ખ નથી કે મૃત્યુને ના સમજે પણ એને તો એના ગભીર ભેદને લોકની દૃષ્ટિમા આણવો છે

સારથિ ઉત્તર કરે છે, "કુમારબાપુ! એ મરી ગયો એટલે તો મૃત્યુ એનો જીવ જ ઉપાડી ગયું પછી શી રીતે એ બિચારો ચાલે, ઉઠે, નાચે, કૂદે? હવે આ તો શબ છે શબ!"

સમરાદિત્ય—"હે ! મૃત્યુ આવુ જુલમગાર છે? પિતાજી, કે જે પોતાના રાજ્યમા સામાન્ય ધન ચોરનાર પણ ચોર ડાકુને રહેવા દેતા નથી, તેઓ આવા પ્રાણ હરનારા જુલમગાર મૃત્યુને રાજ્યમાથી કેમ હાકી કાઢતા નથી ?"

સારથિ તો સજ્જડ થઈ ગયો કુમારને પોતે સારી રીતે જાણે છે પણ સમજી શકતો નથી કે કુમાર આજે આમ કેમ પૂછે છે છતા કુમાર પ્રશ્ન પૂછે એના ઉત્તર આપવા જ રહ્યા કદાચ ઉત્તર આપતા એમાથી જ કુમારનો મૂળ અભિપ્રાય જાણવા મળી જાય. કુમારને ઉત્તર આપતા સારથિ કહે છે,

"કુવર સાહેબ! બેઅદબી થતી હોય તો માફ કરશો એ મૃત્યુ ઉપર પિતાજીની સત્તા ચાલે તેમ નથી ખુદ પિતાજી પણ સકલ પ્રાણી ગણની જેમ એના પજામાથી મુક્ત નથી કોઇ વહેલા, કોઇ મોડા, મરે જ છે છ ખડના માલિક ચક્રવર્તીઓ તથા દેવલોકના અધિપતિ ઇદ્રોએ પણ મૃત્યુને તાબે થવુ પડે છે. જન્મ્યો એને મરવાનુ નક્કી જ છે"

મૃત્યુ પર બોધ —

સમરાદિત્ય એજ બોધ આપવા ઇચ્છે છે અનતકાળથી જે જન્મ-મરણ ચાલુ છે, જે મૃત્યુ જીવનની બધી બાજી રદ-બાતલ કરે છે, જીવનના પાપ ભોગવના દુર્ગતિમા ઘસડી જાય છે, એને અટકાવના જીવન-સગ્રામ ખેલવાની જરૂર છે. એ સારી રીતે આ ભવમા જ બની શકે તેમ છે અતિમ જીવન-સગ્રામ નરભવ વિના બીજે ખેલાય તેમ નથી સમરાદિત્ય કહે છે, "જો એમજ છે, અર્થાત્ બધાને એક દિ મૃત્યુવશ થવાનુ જ છે, તો પછી આ બધુ શા માટે ચોજાયુ છે? અતે જો આજ પરિણામ છે તો શુ આ દશ્યોના ધાધલ-ધીંગાણાથી બચાવ મળે ?"

મૃત્યુના ક્રૂર ખેલ —સમરાદિત્ય રાજકુમારની ચોટ શાના ઉપર છે તે બરાબર જોજો જીવનસંગ્રામનો એ મુખ્ય લોકને મૃત્યુની પરંપરા સામે લડી લેવાનું શિખવવા માટે છે એટલે એ કહે છે કે આ ગીત નૃત્યાદિ ઉત્સવ એ શું વ્યાજબી છે? કેમકે મૈ તેની બળવાન સલ્તનતો પ્રજાનું પ્રબળ રક્ષણ કરવાનો દાવો નાખતી હોય, તો પણ ત્યા

મૃત્યુ તો લોકોના મોંઘી કિમતી જે પ્રાણ, તેને હરી શકે છે અને પ્રાણ હરાયા પછી એ બિચારાને માલ-મિલ્કત-પરિવાર કે યાવત્ પોતાની વર્ષો સુધી પોષેલી કાયા ઉપર પણ કયા અધિકાર રહે છે! પ્રાણ લૂટાવાની સાથે જ એ બધું જ લૂટાયું

એમાની કોઈ એકાદિ લૂટ સામે સરકાર કેટલીય કકાપાટી કાયદો કોરનાવ (પોલીસ), કોર્ટ, કચેરી અને કેદની કોટડી નાખે છે પણ મૃત્યુરાક્ષસની આવડી મોટી સર્વલૂટ સામે એજ સલ્તનત કશું કરી શકતી નથી,-એ કેવી દુ ખદ હકીકત! મૃત્યુનો કેવો મહાન જુલ્મ! માણસને વૈરાગ્ય પામવા માટે આ એક જબરદસ્ત મુદ્દો શુ મર્મ નથી?

ભયકર મૃત્યુ કેઈના વહાલા માતાપિતા, કેઈના વહાલા પુત્ર-પુત્રી, કે વહાલા ભાઈબહેન, તો કેઈના પ્રાણપ્યાર પતિ કે કેઈની પ્રાણપ્રિયા પત્નીઓ ઉઠાવી લે છે!

પાછુ એ મૃત્યુને શુ રક કે શુ રાજા, શુ સાધાર કે શુ નિરાધાર,-કેઈની પડી નથી! બધા ઉપર એનો એક સરખો દડો!

જીવનમા માણસે ગમે તેવી મનોરથજાળ રચી રાખી હોય, પણ મૃત્યુ એકી કલમે એ આખી જાળને સાફમા લાવી મૂકે છે!

તેમ ગમે તે યોજના ઘડી રાખી હોય, તોય એ બધી જ મૃત્યુથી એમજ સ્થગિત થઈ જાય છે, અને જીવને અહિંથી અગમ્યગોચર દેશમા ચાલી નીકળવું પડે છે

આપણા ધનમાલ પર મજબૂતમા મજબૂત ચોકી પહેરા હો, અને કાયા પર ઉંચામા ઉંચા ડાક્ટર-વૈદની જોરદાર દેખરેખ હો, પણ મૃત્યુને મન એ કાઈજ વિસાતમા નથી

જાણે મૃત્યુ તો કહે છે તમારા વૈદ-ડાક્ટર અને ચોકી પહેરા સલામત, પણ તમેજ ખુદ અસલામત ! તમેજ અહીંથી નીકળો તમારા ડાક્ટર-વૈદ ભલે તમારી કાયાની નાડ પકડી ઉભા રહે, કે ગળામા દવા ઘાલે, તમેજ પોતે આ કાયામાથી ચૂપચાપ ગેટ આઉટ (Get out) થાઓ (બહાર નીકળી જાઓ !)

આપણા જે એક મોટા વેપારી હતા, વહાલી પત્નીના માન્ય પતિ હતા, એક ઉદાર ધનિક શેઠ હતા, પ્યારા પુત્રોના બહુ માનનીય પિતા હતા, ઉચા ભોગસુખના અધિકારી વગેરે બધુ જે હતા, તે હવે મૃત્યુના આક્રમણ વખતે એક પળમા બધુ જ 'ન હતા' થવાનુ ! જીવતા હોઈએ ત્યારે તો એ બધા માથી એકજ મુદ્દામા ફેરફાર થાય તો આપણે ઉંચા-નીચા થઈ જઈએ છીએ ત્યારે અહીં તો મૃત્યુથી બધુ જ હતુ ન હતુ થાય છે, થવાનુ નક્કી છે, છતા કોઈ ચિંતા નથી ?

## શુ ઉત્સવથી મૃત્યુની જોહુકમી મીટે ? —

સમરાદિત્ય કહે છે કે "જો મૃત્યુ નિરંકુશપણે બધુજ રદબાતલ કરનાર છે તો પછી ઉત્સવનો શો અર્થ છે ? શુ ઉત્સવથી મૃત્યુની આ જાલિમ જોહુકમી મિટાવી શકાઇ ? શુ પ્રાણ અને ધન-માલ-પરિવારની તથા કાયાની મૃત્યુથી થતી લૂટ ઉત્સવ દ્વારા અટકાવી શકાઇ ? ના, પાછી કાઈ મૃત્યુની પીડા એકવારજ છે ? ના, અનેકવાર ! તો પછી શુ એમ નથી લાગતુ કે જો જગતમા એવી કોઇ સાધના છે કે જેથી મૃત્યુ સામે જીવનજંગ ખેલી એના આગમન સંતરજ અટકાવી શકાય, તો તે સાધ

વળી આ દૃશ્ય કયું ? —આગળ ચાલતા એક ડોલાયમાન બુઢ્ઢાને જોયો, જે કંપી રહ્યો છે કુમાર પૂછે છે, "સારથિ! વળી આ દૃશ્ય કયું ત્યારે?"

"માન્યવર કુમારમાહાત્મ્ય! આ દૃશ્ય નથી આ માણસને બિચારાને ઘડપણે જકડી લીધો છે, એટલે એ બિચારો દુર્બલ બની કંપી રહ્યો છે મરવાની રાહ જોતો જીવી રહ્યો છે"

ઘડપણ એટલે? બત્રીશે દાંતને પાડી નાખે! આમ કોઈ એક દાંતને પાડે, તો એના પર શું કરે? આ તો બત્રીસે દાંત પડાવી લે છે એમ વાળ ધોળા, ચામડીએ કરચલી તથા ઇન્દ્રિયો અને અવયવ ઢીલા કરી નાખે છે ઘડપણ પણ જબરૂં છે!

ઘડપણનું આક્રમણ કેવું? —અહીં પણ પ્રથમની જેમ સમરાદિત્યે કહ્યું "આના ઘડપણને પિતાજી કેમ વેગળું કરતા નથી? કેમ એને દેશવટો દેતા નથી?"

ફરી સારથિ કહે છે, 'બાપુ! ઘડપણ એ તો મૃત્યુનું દૂત છે, એ અગાઉથી આવીને જીવન-શક્તિ હણવાનું કાર્ય કરે છે મહારાજાનું ત્યાં કાંઈ પણ ચાલે તેમ નથી અમના પર પણ એનો કોપ ઉતરે છે"

સમરાદિત્ય — 'તો પછી આવું ઉત્સવનું ઘાઘલ લોકોએ શા માટે યોજ્યું છે?"

ઘડપણ રસાયણથી નહિ અટકે —

અહીં પણ જુઓ જીવન-સંગ્રામની જ વાત છે જેમ મૃત્યુ આવતા પહેલા મૃત્યુની સામે ઝગડવાનું છે, તેમ ઘડપણની સામે પણ, ઘડપણ આવતા પહેલા ઝઝુમવાનું છે એટલે? કહો, યુવાની સુધીમાં ઝઝુમી લેવાનું છે ઘડપણનો હલ્લો થયા પછી કશું જોરદાર નાહ થઈ શકે

યુવાનીમાં કાયિક બળનો, માનસિક શકિતનો, આરોગ્ય ભૂખનો,-પાચનનો,-વગેરેનો દાંડો રાખનારાને ઘડપણમાં દાંડો ભૂલી જવો પડે છે

સ્નેહી સંબંધીઓના પ્રેમ પણ આપણા શારીરિક ઘડપણે ઘડપણ પામે છે

ત્યારે ત્યાગ તપસ્યા, ધાર્મિક ક્રિયા-કાંડ, આત્મહિતની દોડધામ વગેરે કરવાની શક્તિ ઘડપણે ઘરડી થઇ જાય છે તાજી રહેતી નથી.

તેથી સમરાદિત્ય પૂછે છે કે આવા ઘડપણનો પણ ઉત્સવ અવશ્યભાવી થતો હોય તો પછી ઉત્સવ-ઉજાણીનો શો અર્થ છે? શું એ ઘડપણને અટકાવશે? કહેવાનો ભાવ એ છે કે એ ઉત્સવ-ઉજાણી બેકાર છે, જો ઘડપણ આવવાનું જ હોય અને ભાગી ભજોના પણ ઘડપણ એ ન નિવારી શકતું હોય ખરી રીતે બાલ્ય-યૌવનમાં આવા ઉત્સવના ચાળા કે જે સરાસર અજ્ઞાનચેષ્ટા છે, એને છોડી એવા ઉપાયમાં લાગી જવું જોઇએ કે જેથી ઘડપણનો નિર્મૂલ નાશ થઈ જાય એ ઉપાય રસાયણ ખાવાનો નથી આપણે તો જન્મોજન્મ આવતા ઘડપણને અટકાવવાના છે ઘડપણીયા સંસારી જીવન સામે સંગ્રામ અહીં ખેલી લેવાનો છે પણ તે તોજ બની શકે કે અહીંના મોંઘેરી સમયનો આવા ગીત-નૃત્યાદિ ઉત્સવમાં દુરુપયોગ ન કરાય.

ઘડપણ આવવા પૂર્વે આગળ કહ્યું તેમ ખોટી લાલચો અને લાગણીઓરૂપી પાપવૃત્તિઓ સામે પૂર્વાવસ્થાના જીવનકાળ આખામાં સંગ્રામ ખેલી એને હટાવવાની છે, પછી વૃદ્ધ વયે શક્ય સાધના દ્વારા સંગ્રામનું બાકીનું કાર્ય સાધવાનું છે

હવે જુઓ દૃશ્ય ત્રીજાની મઝા

૩. વ્યાધિનું દૃશ્ય

આ દૃશ્ય વળી કેવું? —આગળ ચાલતા ખાટલામાં ઘાલીને એક જણને લઈ જતો જોવામાં આવ્યો રાજકુમાર સમરાદિત્ય પૂછે છે, "હે સારથિ! ત્યારે આ દૃશ્ય વળી કેવું?"

'બાપુ!" સારથિ કુમારની આ પ્રશ્નપરંપરામાં કુમારની પ્રતિભાને નિહાળતો હૃદયથી પુલકિત થતો બોલ્યો, "આ માણસ વ્યાધિગ્રસ્ત થયો છે તેથી એને વૈદ્યને ત્યાં લઈ જવામાં આવે છે"

સમરાદિત્ય પૂછે છે "વ્યાધિ એ શું વળી? શું વ્યાધિ જેને પકડે તેની આટલી બધી કરુણ દશા? પિતાજી એવી કર્કશા ડાકણને તલવારથી હણી કેમ નાખતા નથી?"

આટલું બોલી સમરાદિત્યે કાઢી સમશેર! બરોબર અભિનય કર્યો એવો! કે જાણે હવે આ તલવારથી દુષ્ટ વ્યાધિ-ડાકણને હમણાંને હમણાં જ હણી નાખશે! જેથી એ દુષ્ટા નગરજનોને પીડે નહિ એ શું સમજે છે? પિતાજીએ એને ઉદારતાથી જતી કરી હશે, પણ આ નાલાયક વ્યાધિ ઉદારતાને યોગ્ય નથી એને તો નામશેષ જ કરવી જોઈએ

જોવા જેવું શું? —એક પછી એક સંસારના ચાલુ ગણાતા પ્રસંગમાં પણ આધ્યાત્મિક દૃષ્ટિમાં ચઢતા કુમારને જે હૃદયને સ્પર્શી રહ્યા છે તેને બરાબર વિચારજો કુમારનું કર્યું દિલ! કેવું હૃદય! જગત જોવા જેવું શું સમજે છે, અને કુમાર શું સમજે છે એ વિચારતાં આપણને કુમારમાં અન્ય પ્રાણીથી અજોગણી ઊંચી ખીલેલી માનવતાનો ખ્યાલ આવે છે.

વ્યાધિ સિવાયના કાળમાં વિચાર ખરો? —રાજકુમાર સમરાદિત્યે અહીં તો કમાલ કરી! કેમ જાણે લોકના માથે ભય ડર મૃત્યુ અને ઘડપણરૂપી દુશ્મનો જોયા પછી ઉપરાપર વળી પાછો

વ્યાધિ નામનો દુશ્મન નજરે ચઢ્યો, એટલે એવો તો જોરદાર ગુસ્સો ચઢી ગયો, કે તલવાર લઈને ઉપડ્યા કેમ વારૂ? તો કે વ્યાધિને હણી નાખવા, જેથી પછી લોકને પીડે નહિ! બરાબર વ્યાધિ, ઘડપણ અને મૃત્યુ વખતે માણસ જેવો મુઝાય એવી મુઝવણ સમરાદિત્યને અત્યારે જ નજર સામે તરવરે છે એથી જ એ ઉત્સવાદિની પ્રવૃત્તિને બાલક્રીડા ગણે છે, મૂર્ખચેષ્ટા સમજે છે, અને લોકને સમજાવવા માગે છે વાત સાચી છે આપણને વ્યાધિ આવે ત્યારે તો અકળાઈ જઈએ છીએ પણ વ્યાધિ સિવાયના કાળમા એ વિચારવાની ફુરસદ નથી કે વ્યાધિ કેમ આવે છે? કેમ એને આવતી અટકાવી શકાય?

કર્મ-ઉદય ૧ સનિમિત્તક, ૨ અનિમિત્તક મનિત્તિકથી કેમ બચવુ? —

જીવનમા એવા કેટલાય બધા પ્રસગો બને છે કે જેમા વ્યાધિઓ માણસની પોતાની ભૂલના કારણે થાય છે કર્મના ઉદય વિના તો દુ ખ આવતુ જ નથી પરતુ શાસ્ત્ર કહે છે કે કેટલાક કર્મના ઉદય સનિમિત્તક હોય છે ત્યારે કેટલાક અનિમિત્તક હોય છે સનિમિત્તક એટલે તમે કોઈ બાહ્ય નિમિત્ત મેળવી આપો તો એ કર્મવિપાક-ઉદયમા ખેચાઈ આવે દા ત માણસ વધારે પડતુ ખાય તો અજીર્ણ વગેરે મદવાડનો ભોગ થાય પરનેવાવાળા શરીરે હવા ખાય તો શરદીનો દરદી થાય. હલકા માણસને પૈસા ધીરે તો ગુમાવે ઇત્યાદિ અનેક દાખલા છે અગ્નિમા હાથ ઘલાય તો બળવાનું ઉભુ થાય અર્થાત્ તે તે કર્મ તેવા તેવા સયોગમા ઉદયમા તણાઈ આવે છે આમા જુઓ કે જીવનમા વિવિધ અપલક્ષણ આચરીને જીવો વ્યાધિઓને આમત્રે છે ત્યારે જેણે ક્યારેય પણ એવા રોગના ભોગ ન બનવા માટે જીવનભર મનમાન્યુ વધારે પડતું ખાવાની લાલચ રોકી-

(૨) વ્યાધિઓ મનને એવું સુસ્ત અને નિ:સત્વ કરી દે છે કે પરાક્રમી વૃત્તિઓ ઢીલી પડી જાય છે એમાંય ખાસ કરીને ધાર્મિક તપ-જપ-ધ્યાનની જાણે માંડવાળ થઇ જાય છે.

(૩) રોગો કેટલીક વાર એવા કવેળાએ આવીને ઉભા રહે છે કે કેટલાય અગત્યના કાર્યો પર છબરડો વાળી દે છે

(૪) વ્યાધિઓ પીડા તો આપે છે તો આપે છે, પણ સાથે પાપની ભાવનાઓ, અભક્ષ્યભક્ષણ, રાત્રિભોજન વગેરે કેઇ પાપની કરણીય આપે છે, અને વળી ઉપરાંતમાં તપ, સત્સંગ વગેરે ધર્મના વિસ્મરણ આપે છે.

(૫) પુણ્ય ખોઇ અને પાપ આચરીને કમાયેલા પૈસાથી હવે ધર્મકાર્યો કરવાની વાત દૂર, પરંતુ આ વ્યાધિઓ એ સેંકડો હજારો રૂપિયા ખાઇ જાય છે, અરે નાટક તો એવું જમાવે છે કે દરદ મટાડવા પાછળ રૂપિયા પચાસહજાર પાણી કરાવે, પણ હવે માણસ મરવાની અણી પર છે, તો દાનપુણ્યના માત્ર પાંચ હજાર પામશે એટલે? હજીય જો જીવે એમ લાગતું હોત તો એ રોગ નિવારવા બીજા લાખનું પાણી કરત, પણ મરે છે માટે હોતો પરવાર પાંચ હજાર! રોગોનું કેવું ક દૌર્જન્ય! કેવી પાપલીલા!

જરા (વૃદ્ધાવસ્થા)ની જેમ મૃત્યુનું કૃતકાર્ય કરે છે આ વ્યાધિ, જરા અને મૃત્યુની સંકલનાબદ્ધ યોજનામાંથી જીવ. છટકી શકે તેમ નથી"

એના ઉપર રાજકુમાર સમરાદિત્ય ફરીથી એજ પ્રશ્ન કરે છે કે "જો માણસ આ બધાનો શિકાર છે, તો પછી આવી ઉત્સવ-નૃત્યાદિ ધાધલ આચરવાનો શો અર્થ છે?"

ત્રણેય પ્રસંગમાં એક જ પ્રશ્ન કર્યા કર્યો છે, એ ખુબ જ સૂચક છે. પ્રશ્નની પાછળ મહાન તત્ત્વજ્ઞાન પડેલું છે ઉત્સવ મૂકીને માત્ર ઘરે બેસી રહો એટલું જ નથી કહેવું, પણ સમરાદિત્યનું કહેવું

## સમરાદિત્યનો પત્નીઓને પ્રશ્ન

સમરાદિત્ય ચરમ શરીરી છે તદ્ભવ મુક્તિગામી છે કેવળ જ્ઞાન તો મુનિ થયા પછી પામે છે, પણ અવધિજ્ઞાન ઘરમા પામે છે કયા સચોગમા પામે છે? ખૂબી છે! પિતા પરણાવે છે, માટે જ પોતે પરણે છે પરણ્યા પછી પ્રથમ મુલાકાતે પત્નીને પલાળી નાખે છે જુઓ કેવુ નિમિત્ત ઉચકી લઇ પરણીતા બે પત્નીઓની વતી સખીઓ કુમારને મઘમઘ સુગધીવાળા, ફલાપૂર્ણ ગુથેલા હારને આપતા કહે છે

"હે કુમાર! આ આપની બન્ને પ્રિયતમાઓ, હૃદયના અનુરાગથી આપને આ હાર સહષ અર્પણ કરે છે, તો એને સ્વીકારી એમને કૃતાર્થ કરો"

દાક્ષણ્યવાળા કુમાર સમરાદિત્ય હારને હાથમા લઇ પત્નીઓને પૂછે છે,

'તમને મારા પ્રત્યે અનુરાગ છે? પ્રેમ છે?'"

કેવો વિચિત્ર પ્રશ્ન? કેમ ખરૂ ને? પાણી પીધા પછી ઘર પૂછવાનુ? પરણી લીધા પછી પ્રેમનુ પૂછવાનુ? ત્યારે શુ આવો ચતુર રાજકુમાર આવી બાબતમા પહેલા ભોળો થયો હશે? અથવા આમેય આર્યકુળ છે, એટલે પિતાજીએ જે કર્યું તેજ વધાવી લેવાની વાત હોય, પોતે પસદ કરવાની વાત નહિ તો તો હવે પછી ચકાસ્યે શુ વળે? હવે થોડા જ નાતરીયા નાતની જેમ છૂટાછેડા થાય તો પછી આવો પ્રશ્ન કેમ? જેવો કળા અને ગુણમા સમૃદ્ધ આ પ્રસિદ્ધ રાજકુમાર છે, તેવી પેલી બે મહાન કુલવાન રાજાની વિદુષી ગુણવતી કુલીન કન્યાઓ છે એમનેય એમ થયુ તો હશે જ, "કુમાર આ શુ પૂછે છે? શુ અનુરાગ વિના અમે પરણી હોઇશુ?" પણ એ ગભીર હોવાથી

પ્રશ્ન અને પ્રશ્નકારની ગભીરતા સમજી મનમા ને મનમા સમાધાન કરી લે છે, "રાજકુમાર છે વિચક્ષણ છે પરીક્ષા કરવી ધારી હોય, પ્રશ્ન થાય પણ તેનવો પ્રસગ છે એટલે પરિચયે અનુરાગનો એમને અનુભવ થશે અથવા પ્રશ્નનું હાર્દ સમજીએ પછી ઉત્તર" આવી કુળવતી કન્યાઓ આવા પ્રશ્નનો શો જવાબ આપે? આપી શકાય તેવો જવાબ પણ કઇ રીતિએ આપે? કુળવાન કન્યાઓ વિનિત હોય, લજ્જાશીલ હોય વડિલની સામે જાતબડાઇ કેમ હકાય કે અમે પ્રેમ ધરાવીએ છીએ! સમરાદિત્યની પ્રિયતમાઓ મુખ નીચુ ઢાળી, પુતળીની જેમ સ્તબ્ધ બની ગઇ છે જેના સસર્ગમા આવનારનુ પણ અવશ્ય હિત જ થાય, એવા આ સમરાદિત્ય છે એ પોતાના સાકેતિક પ્રશ્નને કેમ જતો કરે? ફરી તે સખીઓને પૂછે છે, "કેમ તમારી સખીઓનું મૌન છે? શુ તેમને માન પર ખરેખરો અનુરાગ છે?"

બાબા! હજી દીવો નથી કર્યો? —

કેટલાક પ્રશ્ન એવા હોય છે કે વિચારકને એમાથી કોઇ દિવ્ય પ્રેરણા આપી દે છે મહાકિમતી મન ખજાનાનુ વન ખરચવુ જોઇએ બગાળ દેશનો એક બનાવ છે એક ગૃહસ્થને સધ્યા ટાણે એની નાની છોકરી કહે છે,

'બાબા! હજી દીવો નથી કર્યો?'

પ્રશ્ન સાભળીને–કોણ જાણે શું મનમા થયુ તે બાપ વિચારમા પડી ગયો

એને થયુ, "અરે! આ શું કહી રહી છે? મહાકિંમતી અને મહાઉચ્ચ માનવ જિંદગીના ત્રીસ ત્રીસ વરસ નીકળી ગયા, હવે કોણ જાણે કેટલુ જીવુ? અવિશ્વસનીય કર્મના ઝપાટા 1 સવાર પણ જોવા ન પામુ એવુ ય બને છતા હૈ

## સમરાદિત્યનો પત્નીઓને પ્રશ્ન

સમરાદિત્ય ચરમ શરીરી છે તદ્ભવ મુક્તિગામી છે કેવળ જ્ઞાન તો મુનિ થયા પછી પામે છે, પણ અવધિજ્ઞાન ઘરમા પામે છે કયા સયોગમા પામે છે? ખૂબી છે! પિતા પરણાવે છે, માટે જ પોતે પરણે છે પરણ્યા પછી પ્રથમ મુલાકાતે પત્નીને પલાળી નાખે છે જુઓ કેવુ નિમિત્ત ઉપાડી લઇ પરણીતા બે પત્નીઓની વતી સખીઓ કુમારને મઘમઘ સુગધીવાળા, કલાપૂર્ણ ગુંથેલા હારને આપતા કહે છે

"હે કુમાર! આ આપની બન્ને પ્રિયતમાઓ, હૃદયના અનુરાગથી આપને આ હાર મહર્ષ અર્પણ કરે છે, તો એને સ્વીકારી એમને કૃતાર્થ કરો"

દાક્ષિણ્યવાળા કુમાર સમરાદિત્ય હારને હાથમા લઇ પત્નીઓને પૂછે છે,

'તમને મારા પ્રત્યે અનુરાગ છે? પ્રેમ છે?"

કેવો વિચિત્ર પ્રશ્ન? કેમ ખરૂ ને? પાણી પીધા પછી ઘર પૂછવાનું? પરણી લીધા પછી પ્રેમનુ પૂછવાનુ? ત્યારે શુ આવો ચતુર રાજકુમાર આવી બાબતમા પહેલા ભોળો થયો હશે? અથવા આમેય આર્યકુળ છે, એટલે પિતાજીએ જે કર્યું તેજ વધાવી લેવાની વાત હોય, પોતે પસદ કરવાની વાત નહિ તો તો હવે પછી ચકાસ્યે શું વળે? હવે થોડા જ નાતરીયા નાતની જેમ છૂટાછેડા થાય તો પછી આવો પ્રશ્ન કેમ? જેવો કળા અને ગુણમા સમૃદ્ધ આ પ્રસિદ્ધ રાજકુમાર છે, તેવી પેલી બે મહાન કુલવાન રાજાની વિદુષી ગુણવતી કુલીન કન્યાઓ છે એમનેય એમ થયું તો હશે જ, "કુમાર આ શુ પૂછે અનુરાગ વિના અમે પરણી હોઇશું?" પણ એ ગભી

પ્રશ્ન અને પ્રશ્નકારની ગંભીરતા સમજી મનમાં ને મનમાં સમા ધાન કરી લે છે, 'રાજકુમાર છે વિચક્ષણ છે પરીક્ષા કરવી ધારી હોય, પ્રશ્ન થાય પણ તે નવો પ્રસંગ છે એટલે પરિચયે અનુરાગનો એમને અનુભવ થશે અથવા પ્રશ્નનું હાર્દ સમજીએ પછી ઉત્તર" આવી કુળવતી કન્યાઓ આવા પ્રશ્નનો શો જવાબ આપે? આપી શકાય તેવો જવાબ પણ કઇ રીતિએ આપે? કુળવાન કન્યાઓ વિનિત હોય, લજ્જાશીલ હોય વડિલની સામે જાતબડાઇ કેમ કહી શકાય કે અમે પ્રેમ ધરાવીએ છીએ? સમરાદિત્યની પ્રિયતમાઓ મુખ નીચું ઢાળી, પુતળીની જેમ સ્તબ્ધ બની ગઇ છે જેના સંસર્ગમાં આવનારનું પણ અવશ્ય હિત જ થાય, એવા આ સમરાદિત્ય છે એ પોતાના સાંકેતિક પ્રશ્નને કેમ જતો કરે? ફરી તે સખીઓને પૂછે છે, "કેમ તમારી સખીઓનું મૌન છે? શું તેમને માગ પર ખરેખરો અનુરાગ છે?"

બાબા! હજી દીવો નથી કર્યો? —

કેટલાક પ્રશ્ન એવા હોય છે કે વિચારકને એમાંથી કોઈ દિવ્ય પ્રેરણા આપી દે છે. મહાકિમતી મન ખજાનાનું વન ખરચનું જોઈએ બંગાળ દેશનો એક બનાવ છે એક ગૃહસ્થને સંધ્યા ટાણે એની નાની છોકરી કહે છે,

'બાબા! હજી દીવો નથી કર્યો?'

પ્રશ્ન સાંભળીને-કોણ જાણે શું મનમાં થયું તે બાપ વિચારમાં પડી ગયો

એને થયું, "અરે! આ શું કહી રહી છે? મહાકિંમતી અને મહાઉચ્ચ માનવ જિંદગીના ત્રીસ ત્રીસ વરસ નીકળી ગયા, હવે કોણ જાણે કેટલું જીવું? અવિશ્વસનીય કર્મના ઝપાટામાં કાલની સવાર પણ જોવા ન પામું એવું ય બને. છતાં હજી મેં પ્રભુભક્તિ-

પ્રભુરટણનો દીવો મારા હૃદયમંદિરમાં નથી કર્યો? કેવો હું મૂર્ખ! કેવો મૂઢ! પૂર્વભવોમાં દુનિયાદારી ખેલવામાં કોઈ કમીના નથી રાખી, છતાં જીવને હજી એનો થાક, એનો કંટાળો નહિ? બધું મળશે, પણ નિરંજન નાથ ક્યાં મળશે? જગતદયાળુ ક્યાં મળશે? ઉઠ, ઉઠ, જીવ! ઝટ આત્મઘરમાં દીવો પેટાવ "

છોકરીને કહે છે, "ખરૂ પૂછયું તે! ચાલ હવે આપણે સાચો દીવો કરીએ" એમ કરીને એનો ઉપકાર માનવા સાથે આત્મઘરના અંધકાર અજવાળાની ઓળખાણ કરાવી, મંસારની ખટપટ મૂકી દીધી! પ્રભુનું ધ્યાન-ભજન જમાવી દીધું! એક પ્રશ્નમાં કેવોક ચમત્કાર!

પત્નીઓની ખાનદાની —

કુમારનો પ્રશ્ન ભારે છે પ્રેમપૂર્વક પરણીને આવેલી અને ચરણદાસીપણું અંગીકાર કરનારી નવીન પત્નીને પૂછવું કે 'તમને મારા ઉપર પ્રેમ છે?'–એ પ્રશ્ન આશ્ચર્યકારી છે એવો પ્રશ્ન કરવા પાછળ કુમારના આત્માનું કોઈ મહાન સત્ત્વ ઝળહળી રહ્યું છે દેખાય છે કે કામવાસના સામે એમણે જીવન-સંગ્રામ ખેલી એને નિબલ બનાવી દીધી છે નહિતર પરણ્યા પછી પ્રથમ મીટને આ હોય? પરણીને આવેલી રાજકુમારીઓ પણ મહાગંભીર છે, તે એકદમ જવાબ આપવા કૂદી પડતી નથી તેમ એમેય નથી વિચારતી કે 'પૂછ્યા પૂછ્યા પ્રશ્ન? આવો પ્રશ્ન પૂછાતો હશે? શું અમે પ્રેમ નહોતો તો મુંડાવવા પરણ્યા હોઈશુ?'–આવો કોઇ બોલ તો શું વિચાર પણ નહિ પૂર્વજીવનમાં અને અહીં ખાનદાન કુળમાં રહીને એ તોછડી વિચારણા, વડિલની અવગણના, ઉદ્ધતાઈ વગેરે દુર્ગુણો સામે સંગ્રામ ખેલી એને જીતીને આવી છે તેથી એ દોષો હવે ડોકાવા પામતા નથી કલ્પનામાંય ન આવે, એવા હરાવી દીધા છે તેમ

પોતાની વડાઈ દેખાડવાની ઉતાવળ સામે પણ સગ્રામ ખેલ્યા છે તેથી અહીં ધીરજ રાખી છે જીવનસગ્રામના અનેક પ્રકાર સમજી લેજો

મખીઓનો ઉત્તર —પત્ની નથી બોલતી પણ સખીઓ કેમ બોલી રહે? 'કુમાર જો બીજી વાર એજ પ્રશ્ન કરે છે તો ઉત્તર આપવો જ જોઇએ કેમકે કદાચ કુમારને ખબર ન હોય, પણ આપણી સખીઓ એમના પર અત્યત સ્નેહ ધરનારી છે સખીઓ મોટા મનની છે તેથી પોતાના મોઢે પોતાનો સ્નેહ નથી ગાતી પણ આપણે તો એને પ્રશસવોજ જોઇએ' એમ કરીને હવે સખીઓથી મૌન રહેવાતું નથી કહે છે,

"દીર્ઘાયુષી કુમાર! આપ પ્રત્યે અમારી આ સખીઓના અનુરાગનું શુ પૂછો છો? સબધ, પરિચય તો થવાનું પછી, આપની મુદ્રા જોવાનુ પણ પછી, કિંતુ આપ પુણ્યવતનું નામ સાભળ્યું છે ત્યારથી અમારી આ મહાભાગ્યવની બનેવી મખીઓ આપના નામની જપમાળા ગણી રહી છે એ હૃદયના અનુરાગનો ખ્યાલ શબ્દથી શી રીતે આપી શકાય?"

નખીઓનો કેવો રસિક ઉત્તર છે! ખાલી કહેવાની વાત નથી કરતી જેવી વસ્તુસ્થિતિ છે તેવી રજુ કરે છે વિનય અને વિવેકથી રજુ કરે છે ઉત્તરમા વિવેક એવો છે કે મુખદર્શને અને પરિચયે તો અનુરાગ થાય પણ આ તો નામ શ્રવણથી અનુરક્ત થઇ છે એ અનુરાગની વિશેષતા સૂચવે છે પત્નીઓ ગુણીયલ કુમારના નામ પર આકર્ષિત થઇ છે એમા પણ એમના ગુણાનુરાગની વાટ તો છેજ એટલે સખીઓ એમના માટે કુમારને કહે છે 'આપના નામની એ તો જપમાળા જપે છે તે શુ અનુરાગ વિના?' પતિની અનુરાગિણી બનેલીને પતિના નામની જપમાળા સહેજે ચાલુ થઈ જાય છે

જીવનસંગ્રામ કર્મનું કાસળ કાઢવા માટે છે —

કવિએ ઠીક જ કહ્યું છે, મુક્તિના અભિલાષીને નિરંજન નાથના નામની જપમાળાના જાપ માટે મનુષ્યભવ જેવો એકેય ભવ નથી ' જેને જેની લગની, ધગશ, તમન્ના, તેને એની રટણા ચાલે જ સમરાદિત્ય પણ કેવા છે? સમરમા આદિત્ય સમાન સમર એટલે સંગ્રામ, તેમા આદિત્ય એટલે સૂર્ય સમાન ઉત્સવના પ્રસંગે સૂર્યની માફક એમણે બજાર વચ્ચે કેવો પ્રકાશ આપ્યો! શો બોધ આપ્યો, તે પ્રસંગે જોઇ ગયા કે વ્યાધિ, જરા તથા મૃત્યુની સાથે કેમ લડાય? તેના મૂલની સાથે લડી લેવું જોઇએ મૂલ શું? મોહમદિરા અને કર્મસત્તા! એની સામે સંગ્રામ ખેલવાનો છે મોહમદિરાથી જનમતી પાપવૃત્તિઓ અને કર્મસત્તા સામે જીવનભર સંગ્રામ એજ જીવનસંગ્રામ તે આ મનુષ્ય ભવમા જ ખેલી શકાય તેમ છે જે કર્મને જીતે તે વિજેતા બને, કર્મ ત્યાથી પલાયન થઈ જાય જે કર્મને આધીન બને, એની છાતી પર કર્મ ચઢી બેસે જીવનસંગ્રામ પૂર્વના બાંધેલા કર્મનું કાસળ કાઢવા માટે છે તેમ જીવન-સંગ્રામ મોહ મદિરાના વ્યસન અને પાપવૃત્તિઓ સામે ખેલી, એનો નાશ કરીને પવિત્ર નિષ્પાપ જીવન બનાવી નવા કર્મ બંધાતા અટકાવવા માટે છે તો જ સર્વ કર્મથી મુક્તિ મળે, ને શાશ્વત સુખનું જીવન મળે એવા જીવન માટે સંગ્રામ એ જીવનસંગ્રામ મખીઓએ જપમાળા ઉપર પોતાની સખીઓનો અનુરાગ સાબિત કર્યો એટલે હવે સમરાદિત્ય આગળ પૂછે છે કે,

"જેનાથી સામાનું અહિત થાય એને અનુરાગ કર્યો કહેવાય?"

જોને, ખાન-પાનાદિ સરભરામા કે વાસનાની ચેષ્ટામા પ્રેમ દેખાડે તે પ્રેમાળ કહેવાય કે નહિ? પ્રેમ કોને કહેવો? કહો, સાચો અનુરાગ તે, સાચો પ્રેમ તે, જે હૃદયમા સ્થાપ્યા પછી

અમર હોય એક મરે ને બીજી ખોળવી પડે, એ પ્રેમ છે? વાસના છે, વાસના! પ્રેમ દેહથી કે આત્માથી? નથીને જીવને પૂર્વ-જન્મનુ સ્મરણ થાય, પછી જો એ મૂળ ઘરે આવે, તો માતા, પુત્ર, પત્ની કોઈ ઉભા રાખે? જરાય નહિ! તાજો કિસ્સો બન્યો છે

જાતિસ્મરણનુ એક દૃષ્ટાંત —મુરાદાબાદ પાસેના નાના ગામડામા એક સુતારના ત્રણ વર્ષના છોકરાને પૂર્વભવનું જ્ઞાન, જાતિસ્મરણજ્ઞાન થયુ, પૂર્વભવ જોયો એ બોલ્યો, "મારે બીસ્કીટ ખાવા છે" એને બીસ્કીટ લાવી આપવામા આવ્યા એ કહે "આ નહિ! મોહન બ્રધર્સની દુકાનના જ જોઈએ એ મારી દુકાને છે" પૂર્વભવની એણે વાત કરી સાંભળી એને મુરાદાબાદ લઈ ગયા ઘરવાળી ગલી આવી એટલે એ પોતે જ ત્યા તરત વળ્યો! બધાને એ ઘરે લઈ ગયો, પરિચિતની જેમ બધુ બતાવ્યુ, 'હું માલીક હતો, આ મારો છોકરો, આ પત્ની.' વગેરે હુબહુ કહી બતાવ્યુ! કેટલીય ઘરની બાબતો બરાબર કહી બતાવી બધાયે અન્તર્યામી વચ્ચે માન્યું, કબુલ્યુ, પણ કોઈએ ઘરમા રહેવા દીધો? ના, કેમ એમ? હવે એ સુતારનો છોકરો તે સુતાર એને સંભાળે કહો ત્યારે પ્રેમ દેહથી કે આત્માથી? આત્માથી હોય તો આત્મા તો એનો એ જ છે, કેમ પ્રેમથી એને સંઘર્યો નહિ? સંસારરસિકો દેહના પ્રેમ કરે છે, ધર્મરસિકો આત્માના

વાસના હોય ત્યા પ્રેમ કેવો? સામાનુ નિકંદન કાઢે એ પ્રેમ શાનો? —પ્રેમ? પ્રેમ તો અનંતીવાર કર્યા! તે થોડા સાથે નહિ, અનંતા સાથે કર્યા! એક બીજાનું ભલુ કરીને? ના! ક્યારે ભલુ થાય? આત્માના પ્રેમ કરાય ત્યારે દેહના પ્રેમ સામે સંગ્રામ ખેલાય ત્યારે રાજીમતી મહાસતીએ એવો પ્રેમ કર્યો, પતિની આત્મજ્યોતની સાથે હારોહાર પોતાની આત્મજ્યોત સ્થાપી દીધી એનુ નામ પ્રેમ! શાશ્વત, અમર પ્રેમ એ!

તુચ્છ રૂપમાં, કાયાના વિનશ્વર લાવણ્યમાં, કે કામવાસનામાં અંધ, પાગલ બની એમાં પ્રેમ હોવાની વાતો કરવી એ નરી અજ્ઞાનતા છે નિર્મળ પ્રેમ કયો ? વાસના વિહીન હોય તે વાસના છે ત્યાં પ્રેમ કેવો ? આપણી વાસનાથી તો સામાનું પણ નિકંદન નીકળે છે આપણે પ્રેમ દેખાડી સામાને મોહચેષ્ટામાં મસ્ત કરી એને દુર્ગતિની સગવડ સંસારપ્રવાસની સગવડ કરી આપીએ છીએ એ શું પ્રેમનું કર્તવ્ય ?

સંગ્રામ હલકી લેશ્યા સામે છે—સમરાદિત્ય પૂછે છે, 'જેને જેના પર અનુરાગ હોય તે તેને અહિતમાં ધકેલે ?" શું કહે ? ના કે હા ? સમરાદિત્ય તો વૈરાગ્યમૂર્તિ છે, સ્વાત્મા સાથે જગતનાથ કલ્યાણનો કંદ છે જગતનું હિત કરનારો ફિરસ્તો છે એતો પાછલા આઠ ભવથી જીવન-સંગ્રામના પરાક્રમ ચાલુ કર્યાં છે સંગ્રામ અંતરની અશુભ વૃત્તિ સામે છે, અશુભ પ્રવૃત્તિ સામે છે મન મારી મારીને પણ એને હટાવવાની એને જીવનમાં સ્થાન જ નહિ આપવાનું

જીવનભર એની સાથે ઝગડી ઝગડીને જીવનમાંથી મેલા માનસની વૃત્તિઓ-મલીન લાગણીઓ મેલા ધોરણો, કાળી લેશ્યાઓ વગેરેને નાબૂદ કરવાની એવી જ રીતે મેલી પ્રવૃત્તિઓ, માયા રમતો, વિકારી ચેનચાળા, ઇન્દ્રિયોની ગુલામી વગેરેને ઓટી કરી નાખવાના ધ્યાન રાખજો,

સંગ્રામ કોની સામે ? અસત્ય સામે, સત્યની સામે નહિ ! હિંસાની સામે, અહિંસાની સામે નહિ ! ચોરીની સામે, શાહુકારીની સામે નહિ ! ક્રોધ, માન, માયા, લોભની સામે, ક્ષમા, નમ્રતા, સરલતા, નિસ્પૃહતાની સામે નહિ ! વિષયોના આકર્ષણ સામે ત્યાગ વિરાગ સામે નહિ ! સંગ્રામ એટલે ગડમથલ એ કાળા પક્ષ સામે કરવાની છે, અર્થાત્ એને દૂર હટાવવાની કરવાની છે

ચાર પ્રકારની વૃત્તિઓ —

પ્રથમ 'વૃત્તિ' સામે સંગ્રામ છે વૃત્તિ ચાર પ્રકારની છે એક છે લેશ્યાના ઘરની, બીજી છે ધ્યાનના ઘરની ત્રીજી ભાવનાના ઘરની ચોથી રુચિના ઘરની છે

લેશ્યાની વૃત્તિ એટલે માનસિક ઉજળો કે મલિન ઉગ્ર કે મંદ પરિણામ

ધ્યાન એટલે એકાગ્ર ચિંતન

ભાવના એટલે સારી નરસી વિચારણા

રુચિ એટલે વલણ

સંગ્રામ હલકી વૃત્તિ સામે છે, પ્રશસ્ત સામે નહિ સારી વૃત્તિને તો ઝગઝગાવવાની છે એ તો અનન્ય લાભ આપનાર છે બાકી શુભ પરિણામની મંદતા અર્થાત્ શિથિલતા અને અશુભ પરિણામની ઉગ્રતા તથા અશુભ ધ્યાન અને ખરાબ વિચારણાઓ તેમજ પૌદ્ગલિક વલણ અને દુષ્ટ લેશ્યા સામે ઝગડી એને નામશેષ કરવાના છે

## દુન્યવી પ્રેમની પોકળતાનુ દૃષ્ટાન્ત

સમરાદિત્યનો પ્રશ્ન છે –'અનુરાગી કોણ? હિતમાં પ્રવર્તાવે તે અનુરાગી કે અહિતમાં પ્રવર્તાવે તે?' સમરાદિત્ય ત્યા એક કિસ્સો કહે છે –એક નગરમા એક નગરશેઠ છે એનો જુવાન પુત્ર બત્રીહતીને બહાર ફરવા નીકળ્યો રસ્તામા રાજમહેલ આવ્યો ઝરૂખે બેઠેલી રાણીએ આ યુવાનને જોયો એનું રૂપ જોઈ વિહ્વલ બની દાસીને મોકલી એને બોલાવી લાવવા

દાસી જઈને પેલાને કહે છે 'આપને મારા બાઇ (રાણી) સાહેબ બોલાવે છે, તમને ચાહે છે'

"હે ! એમ ? ચાલો ત્યારે !"

એને એટલું જ જોઈએ ! હ્હેની હતોને ? આવ્યો મહેલમાં રાણી પાસે કોચ પર બેઠો રાણી પૂછે છે, "કેમ ? મને તમારા પર પ્રેમ થયો છે કેવું સુંદર તમારૂં વદન ! કેવો સુંદર બાહુપાશ ! બોલો મારા પ્રેમમાં તમે ખૂશને ?"

આ રાણીના જેવી પરપુદ્‌ગલની પરિણતિ છે એ તમને ચાહે છે, લલચાવે છે 'ના' કહેશો ? કે 'હા ?' આનો ઉત્તર કરતા પહેલા પરિણામ વિચારી લેજો કેમ આમ વિચારવાનું ? યાદ રાખજો, પરિણામ સુધી વિચારવાનું આ ભવમાં જ છે ભેંસને, શ્વાનને આવો વિચાર જ ક્યાં છે ? પરપરિણતિની લાલચમાં ફસાયો તો આજ સુધીમાં સંસારમાં જે અનુભવ્યું છે, જે દુર્દશા વેઠી છે, એવું જ ફરી મળશે

પેલો બન્યો લટ્ટુ ! રાણીએ પ્રેમથી પાપનું બીડું આપ્યું એણે ચાવ્યું ને એ ચવાયો ! કેમ ? આ નીચ નાટક ચાલી રહ્યું છે, ત્યાં તો છડી સંભળાતી "ખડેજા મહેરબાન ! મહારાજાધિરાજને ઘણી ખમ્મા !" રાણી ગભરાણી ! હવે ક્યાંથી આને વિદાય કરે ? નામે મોકલે તો તો રાજા સામે જ મળે ! રાજા શું ન કરે એનું અને પોતાનું ? રાણીએ એને સંતાડ્યો ક્યાં ? પાયખાનામાં ! ચમકશો નહિ

પાપ સાથે સંગ્રામ ખેલવાને બદલે મંત્રિ કરે એને આટલેથી નહિ પતે. જો જો આગળ, પાપની સંધિ બહુ ભુંડી ! પૂર્વે એના જ ઉપર અનંત મૃત્યુ અનુભવ્યા છે અરે ! મૃત્યુ તો છેલ્લે છે, એ પહેલાય કયા ઓછી આપદા છે ? કુટુંબ ક્લેશ, પૈસાની હાડમારી, વૃદ્ધાવસ્થા, વ્યાધિ તેમજ એવા દુઃખ-ત્રાસના બીજા પ્રકારોનો ક્યાં તોટો છે ?

મુંબઈ શહેરમાં ગગનચુંબી મ્હેલાતોના માલીકો કેટલા ? એમના ઓટે અનેકો જમતા હોય એવા કેટલા ? એ લક્ષ્મીનંદનોને, આજે મુંબઈમાંના કેટલાક સાધર્મિક મધ્યમવર્ગની કઈ વિકટ દશા છે, તે જોવાની કે તેનો ઉદ્ધાર કરવાની ફુરસદ નથી ! સાથે આવવાનું નથી અને છતાં શા માટે આ દશા ? પાપ સામે જીવન-સંગ્રામ ખેલવાયોગ્ય આ ઉચ્ચ ભવ ! એના સાચા કર્તવ્ય વિસારી પાપ સાથે દોસ્તી અને એની નિર્ભયતાપૂર્વક ધગશ કેળવાય છે માટે. છતી શક્તિએ પરમાર્થ કરતા નથી !

કામીની કાગ્મી દશા—પેલો પાયખામાં પેઠો રાજા આવ્યો ગણી સાથે વળગ્યો વાતે રાણી હવે એને પતાવી રવાના કરવા ઈચ્છે છે, પણ ત્યાં રાજાને થઈ છે હાજત ! કહે છે 'જરા શંકા ટાળી આવું' શું ? પાયખાનામાં જવું છે સાંભળીને રાણી તો માત્ર વિમાસણમાં પડી, પણ પેલાને તો પાયખાનામાં ભય અને ગભરામણ ગભરામણ વછૂટી ! હવે બચવું શી રીતે ? ઉપાય સુઝ્યો અવાજ ન થાય એ રીતે નીચે વિષ્ટાની કૂઈમાં મૂકયું પડતું ! ત્યાં નીચે શું ? આજુબાજુ શું ? ઉપરથી પડવાનું શું ? વિષ્ટા વિષ્ટા, ને વિષ્ટા ! વિચારો કામીની કઈ દશા ! બચ્યો તો ખરો, પણ વિષ્ટાની કેદ ! હવે બહાર પણ શે નીકળાય ? ત્યારે ત્યાં ખાવાનું શું ? શું વિષ્ટા ખાય ? રાણી મોમાં અર્ધા આવેલા કોળીયા નાખે તે ઝીલીને ખાય ત્યાંને ત્યાં રહ્યો ભયંકર રોગો થયા ! ચાંદા પડ્યા, કોઢ થયો ! દુર્ગંધમય મળમૂત્રના ઢગમાં દટાવાનું એટલે કંઈ માસુલી વાત છે ? કહો આવામાં રહી શકાય ? જરાક દુર્ગંધ કે અગવડમાં

એમ થાય છે કે ભાઈ, આપણને આ ન ફાવે માનુની પ્રતિકૂળતામા પણ એમ લાગે છે કે 'મારાથી સહન ન થાય આ' જરા જરામા મન ઉકળી ઉઠે છે એનુ કારણ શુ? એજ કે સામે કોઈ મોટો ભય નથી દેખાતો પેલાને રાજાની ભય કર રીબાવી રીબાવીને મારી નાખવાની સજાનો મહાભય દેખાયો તો વિષ્ટાની કૂઈ પણ વધાવી લીધી અને સહન થઇ તેમ નરકનો ભય, અરે! અહીં નિગોદ મરવા, બાદરા, વાછડા વગેરે પર વસતા જે જંતુઓ છે તેનો ભય દેખાય તો પછી ઘણું સહન થઇ શકે એમ છે

ગર્ભમા વેન્ટીલેશન —કલ્પના કરો નરકની કૂઈમા ડુબ્યા રહેવાનુ એટલે શુ? જરાક ની પવનછૂટની દુર્ગંધમા કઇ કઇ થાય છે ત્યારે અહીં તો ઘોર દુર્ગંધિમા નાક ગમે તેવુ ફાટે, તો પણ ઉપરથી પાછા નવા નવા મળમૂત્ર પડવાનુ ચાલુ! માણસ ગમે તેવો ગેફ મારે કે 'મારાથી તો સહેજ પણ દુગ ધ ન સહન થાય' પણ ગભમા કઈ દશા હતી? ત્યારે નથીને જો આવી સ્થિતિમા જીવ મૂકાયો, તો પછી ત્યા કેટલાગણુ સહન કરીજ છૂટકો? એવી હાલતમા જીવ કચની મરી થોડુ જવાય છે? આજેય પાકીસ્તાની જો વરમી, તો ત્યા કેઈ કડવા અનુભવો માણસોએ કર્યાજ ને? ઘર લૂટાયા, સ બ ધી મર્યા, મિલ્કત ગઈ છતા મરાયુ? ના, મરવાનુ દુ ખ મોટુ છે એર! પેલી ગટરની જેમ ગર્ભની ગટર છે મોટા ચક્રવર્તીને પણ પહેલા માના પેટમા રહેવાની અવસ્થા કેવી? ભલે એ નવેમરથી ત્યા જન્મ્યો, તેથી બીજુ સારૂ કાઈ જોયુ નથી, એટલે જ જ્યા ઉત્પન્ન થયો

થઇને મસ્ત છે એમ કહો પરંતુ માતાની કુક્ષીમાં હાલ કેવા? ત્યાં બારી-બારણાં કે વેન્ટીલેશન ખરા? મખમલની ગાદીઓ ખરી? ગુલાબ-ચંપાની સુવાસ ખરી ત્યાં? શું જ નહિ. ચારે બાજુ ગંદવાડની ખાઈ! એની વચમાં ઉંધે માથે અને ટુંટીયું વાળેલા પગે રહેવાનું! રહેવાનું કેટલું? કલાક બે કલાક? ના, ખાસા નવ મહિના ઉપર! શું એ બધું દુ:ખ નહિ? ત્યાં ખાવા શું મળે? માતાના શરીરની અંદરના ગંદા બનેલા પદાર્થ! સ્થાન, ખાન, પાન, પવન, દેહઠાકણું બધું જ ગંદવાડને? આવા ગર્ભ-ગંદવાડમાં કટલીવાર જઇ રહી આવ્યા? અનંતી અનંતી વાર! કેમ જવું પડયું? વિષયસુખોની વૃદ્ધિમાં પાપ સાથે સંધિ કરી તેથી. મનમાની સ્ત્રીઓ મળી, એના ચામડામાં અને રાગમાં લોભાયા, ઘસડાયા, અને એકમેક થયા તેથી નવા ગર્ભ-ગમનની તૈયારી થઇ ગઇ મરીને ત્યાં ગયા પાછા ત્યાંથી બહાર પડતા સખણા ન રહ્યા ફેર નારીના રૂપરંગમાં ફસાયા! તો ફેર નવા ગર્ભમાં પુરાવાની તૈયારી

પૂર્વજન્મની પાપસંધિ અહીં ત્રાસ આપે, ધર્મસંધિ તો સુખ દે—પાપ સાથે સંધિ કરતા, દોસ્તી કરતા માણસને ખ્યાલ નથી રહેતો કે આના પરિણામ કેવા કટુ આવશે! કદાચ આપણને આપણા પૂર્વ-જન્મની દુર્દશાઓ આજે યાદ નથી આવતી છતાં આંખ સામે દુનિયાના બીજા જીવોની તો વિવિધ વિકરાળ દુર્દશા દેખાય છે ને? એ શાથી? આપણે સુખી અને એ મહાત્રાસમાં સબડતા કેમ? કારણ વિના કાર્ય બને નહિ કહો કે, પૂર્વની

પાપમત્રિજ અહીં ત્રાસ આપે ધર્મસંધિ તો સુખ દે. શ્રેષ્ઠીપુત્ર પાયખાનાની કૂઈમા પડ્યો અને રહ્યો ત્યા એનેય એમ થાય ને કે અહો માન કરતા નગરના ગરીબ ભલા કે એમને આ વિટ બણા નહિ! તેમજ એ પણ સમજી શકે ને કે મારા આ દુખો રાણીના મોહમા ફસાવાને લીધેજ ઉપન્યા? એમ આય માનવ સમજી શકે છે સંસારમા આપણને ભોગવવા પડતા ભારમા દુખોની પાછળ કારણભૂત આપણા પોતાના જ ભયકર પાપ કાર્યો છે કે પાપની સધિ છે, પાપની ભયકર લગની છે, એ લગની મિટાવવા એની સામે ઝગડવુ પડશે તેય જીવનભર ઝગડવાનુ! એનુ નામ પાપની સામે જીવનસગ્રામ

પાપ સામે લડવાના ઉપાય પરની જરૂરીયાત ઘટાડો — પાપ સામે લડવા શુ કરવાનુ? પરવસ્તુની સગત ઓછી કરવાની પરવસ્તુની જરૂરીયાત ઘટાડવાની કેમ? કહો, પરવસ્તુ માટે જ પાપ ઉભા થાય છે પછી પાપની પાછળ દુખ આવે છે. જગતના દુખોની પાછળ કારણ તપાસો તો પરવસ્તુ અને પાપ સાથે સધિનુ જ કારણ દેખાશે પરવસ્તુની આશામા પડો અને દુખ ન મળે એ બનવા જોગ નથી કેમકે પરવસ્તુ ખાતર પાપની સધિ કરવી પડે છે શ્રેષ્ઠિપુત્રે પરવસ્તુ એવી રાણી સાથે સુખભોગની આશા કરી, ત્યા દુરાચાર સાથે સધિ કરી ગણાય તો પરિણામ કેવુ આવ્યુ? રાજપગલે મહાવિમાસણનુ! અગે અગમા મહાભયની મૂંઝારીનું! વિષ્ટાની ખાઈમા પુરાવાનુ! પરવસ્તુની સગત મહાભુડી ખબર છે ને? પેલા ફકીરને ઉંદરડે કફની કોચી, એમા ઠેઠ ગાય વસાવવા સુધી વિચારણા આવી ઉંદર ટાળવા એક બિલાડીની ઇચ્છા પાછળ મનમા કેટલા પાપ ઉભા થયા! જીવન એવુ બનાવતા ચાલો કે દિન પ્રતિદિન જીવનની આવશ્યકતાઓ ઓછી થતી આવે એ પેસે ચાલે એમ છે અને જો ત્રીજા પૈસાની જરૂર માની, તો

સમજો કે પાપના ધાડા છૂટ્યા! કયા? તમારા લશ્કરમા ભરતી કરવા! ખપે એ? જો ના તો પરની લપ કાપો બીજા ઉપાયમા આ અલૌકિક જીવન પાપપ્રવૃત્તિની મૂળભૂત પાપની વૃત્તિઓ સામે જ લડી લેવા માટે છે પાપવૃત્તિ સામે લડી જ લેવુ જોઇએ દુરાચાર વગેરેની ઉકની ઉર્મિને ગમે તે રીતે ઉઠતી જ દાબવી જોઇએ ગમે તે રીતે એટલે? પાપવૃત્તિને દાબવાના અનેક રસ્તા છે એમાથી કોઇ પણ શક્ય રીતે નાખો ઉત્તમ કુલવટનો ખ્યાલ દેશ યભાવના, પાપના કટુ ફળનો વિચાર, નિર્મળ આત્મસ્વભાવનુ સ્મરણ, પરમતારક પરમાત્માની આજ્ઞાનો પ્રેમ, વગેરે વગેરે બચાવનારા અનેક ઉપાય છે વાત એટલી કે પાપ નાવેની નધિ હવે છોડો એની સામે તો હવે જીવન-સગ્રામ ખેડો આ કુલવટનો ખ્યાલ વગેરે એકેક ઉપાયને વારવાર મથવાથી, રટણાથી હૃદયમા ઠસાવવો પડશે પણ છે બહુ ઉપયોગી હો યાદ રહી ગયા ને?

જુઓ ત્યાર હવે પેલા શેઠીપુત્રની કથા કેટલાય દિવસથી વિષ્ટામા સડી રહ્યો છ જ્યારે ફૂંડ ધોવાનુ કે વર્ષાનુ પાણી છોડાયુ ત્યારે મેલા ભેગો એ તણાયો! નીકળ્યો નગરની બહાર! પણ મૂર્છિત થઈ પડયો છે પાછો ભૂત જેવો દેખાય છે! દાસીના જોવામા આવ્યો કર્યો ઘર ભેગો ઓળખાય નહિ એવો થઈ ગયેલ બાપ શ્રીમત હતો રસાયનો અને લક્ષપાકાદિ કિંમતી ઔષધોથી દીકરાને ક્રમે કરીને હતો તેવો સાજો કર્યો

પડી ટેવ તે તો ટળે કેમ ટાળી —પાછા ભાઈસાહેબ બણી ઠણીને એક વખત ફરવા નીકળ્યા છે મહેલ આગળ આવ્યો રાણીને પાછો ગમ્યો ફરી રાણીએ દાસી મારફત બોલાવ્યો હવે ન જાય ને? પણ આ તો ગમાર, તે ગયો! પડી ટેવ ટળે? માટે તો જ્ઞાનીઓ કહે છે, ખોટી વૃત્તિથી તથા નરસી પ્રવૃત્તિથી દૂર રહો એ ભલા છે પેલો ગયો ફરી રાજા આવ્યો ફરી પાયખાનુ,

કુઈ, જર્જરિત થયું! એનું એ ફરી પાછો આવ્યો, તે ફરી ફરવા નીકળ્યો, આથી પરંપરા નરકની કુઈમાં જઈ જઈને ઝપલાવાનું. એવી દશામાં પણ વારવાર એ જતો શું એ સારું કર્યું? અહીં રાજકુમાર અમરાદિત્ય પૂછે છે.

'ભવાંતરમાં તમે નહિ તો તમારી કોઈ બીજી બહેનોએ મારા પર અનુરાગ કર્યો, પ્રેમ કર્યો, અને એના પરિણામે મારે બીજી બીજીની ગર્ભ કુટરમાં જવાનું થયું ત્યાંથી બહાર નીકળ્યો ત્યાં વળી બીજી બીજીએ અનુરાગમાં ફસાવ્યા કર્યો અને તેથી ફરી ફરી ગર્ભમાં ગોતાવાનું થયું. હું તમને પૂછું છું તમારો હાલનો અનુરાગ કેવો છે? મારે ફરી ગર્ભમાં ગોંધાવું પડે એવો નહિ ને?'

પરણીને આવેલી રાજકુમારીઓ જો જ્ઞાની હોય, વિચારક હોય તો અમરાદિત્યના પ્રશ્નનો શો ઉત્તર દે? કુમારનો પ્રશ્ન કેવો છે! 'તમે જે પ્રેમ દેખાડો છો, જે પ્રેમ ધરાવો છો એનાથી હવે મારે નવા ગર્ભ ભ્રમણની તૈયારી નહિ કરવી પડે ને? હવે એથી જન્મ-મરણો અટકી જવાના ને?' કુમારના આ પ્રશ્નના ઉત્તરમાં શું 'હા' કહેવાય? શાણા તો કહે નહિ. સીધી દીવા જેવી વાત છે કે એમ જો જન્મ-મરણ ટળતા હોત અને મોક્ષ મળતા હોત તો તો આપણે એવા પ્રેમમાં તો એકલપટ (નિષ્ણાત) છીએ તેથી રખડતા ન હોત! અરે! આખો સંસાર બંધ પડી ગયો હોત! અરસપરસના કામરાગના કારણે જ સ્ત્રી-પુરુષો સંસારમાં ભટકે છે, નવા નવા ગર્ભની ગંદી ખાઈમાં પુરાય છે. શાણી રાજકુમારીઓ સાંભળીને સ્તંભિત થઈ ગઈ! એ સમજે છે કે 'અહીંના તુચ્છ પ્રેમ ને રાગ કર્યાની શી વડાઈ જો એની પૂંઠે જીવની આવી વસમી વિટંબણા અને કારમી કતલ સર્જાતી હોય? એવી વિટંબણામાં જકડનારા કોણ? અમારો આ પ્રેમ. અમે પ્રેમ

કરીએ એટલે મામા આકર્ષાય અને પાપમતિ કરે એટલે એમને ફસાઈને વિટંબણામા પડવાનુ મોટુ નિમિત્ત અમારો પ્રેમ છે'- આમ સમરાદિત્યની નની પત્નીઓ સમજે છે તો પછી હવે શું કરવાનું? હવે બાકી રાખવાનું હોય? હવે તો બ્રહ્મચર્ય માટે એ તૈયાર થઈ જાય છે! કેવા સૌભાગી પતિ મળ્યા! અનત અનત કાળના વિકારો શાત કરી દીધા! ભૂ ડની રમત ભૂલાવી દીધી! કુમારના એ પરાક્રમના મૂળમા પોતાના જીવન-સંગ્રામ છે, જે પૂર્વના અનેક ભવોથી ખેલતા આવ્યા છે પાપવૃત્તિને મચક નહિ આપવાની એની સામે સદા લાલ આખ! આત્માને એનાથી હવે અભડાવવાની વાત નહિ જન્મો જન્મના આ અભ્યાસે સમરાદિત્ય આજે એટલી ઉન્નત સ્થિતિએ પહોચ્યા છે કે નૌવનવરણી અને શશીવયણી પ્રેમાળ નવોઢા પત્નીઓ સામે હાજર છે, છતા એની કોઈ જ મોહક અસર નથી! કોઈ જ વિકાર નથી! વાસના નથી! ભોગસુખની કલ્પના ઉઠતી નથી! ઉપરથી એ યુવતીઓને પણ મોહ, વાસના અને વિકાર રહિત કરી દે છે! પાપ સામે, દુષ્કૃત્યો સામે, દુર્ગુણો સામે જીવન-સંગ્રામ ખેલનાર મહાનુભાવોની બલિહારી છે

જીવન-સંગ્રામ અંગે ઘણી ઘણી વાતો થઈ છે એને વારવાર યાદ કરી મનનમા ઉતારી, અમલી બનાવ એજ એક મ ગળ કામના-



# જીવનના આદર્શ



મુંબઇ, શ્રી નમિનાથજી ઉપાશ્રયના વિશાળ વ્યાખ્યાન હૉલમાં અપાયેલું અત્યંત મનનીય - રોચક વ્યાખ્યાન આની સાથે 'અવન્તી સુકુમાલ'ના જીવનનો હૃદયસ્પર્શી ખ્યાલ આપ્યો છે

चत्तारि परमङ्गाणि दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं ॥

પરમ ઉપકારી શ્રી જિનેશ્વરદેવના શાસનમા મનુષ્યપણું, ધર્મશ્રવણ, શ્રદ્ધા અને ચારિત્રપ્રવૃત્તિ–એ ચારે મોક્ષના અંગોની પ્રાપ્તિ દુર્લભ કહી છે દુર્લભ છતા એ ચારે અંગો વર્તમાનના વિષમ કાળમા પણ જેને જોઈએ તેને પ્રાપ્ત થવા દુર્લભ નથી, એમ જરૂર દેખાય છે તો પ્રશ્ન થશે કે ત્યારે એ દુર્લભ શાના? ઉત્તર સીધો છે પૂર્વે એ અનંત અનંતકાળ સુધી મળ્યા નહોતા, તેમજ અહિં જો ભૂલ્યા તો અસંખ્ય નર્ક પડીનાય ભાવીકાલે મેળવના અત્યંત દુષ્કર છે, તેથી દુર્લભ છે

ભગવાનના વખત જેવો આજે ધર્મ છે—મનુષ્યભવની પ્રાપ્તિ જૈન કુળમા થઈ છે તેથી ધર્મનું શ્રવણ ધર્મની પ્રાપ્તિ, ધર્મની શ્રદ્ધા આજે દુર્લભ નથી જણાતા તમારે તો શ્રવણ કરાવનાર ગુરુઓ જાણે ઘર આગળે છે, તેથી ધર્મશ્રવણ સુલભ છે જૈનકુળના પ્રભુદર્શન-પૂજન અને દયાદાનાદિના સંસ્કારમા તમે ઘડાએલા છો, તેથી શ્રવણથી તત્ત્વશ્રદ્ધા કરવી સુલભ છે આ છતા તેનું મૂલ્ય તેનું ફળ જરાય ઓછું નથી ખુદ ભગવાનની હાજરીમા ધર્મ-શ્રદ્ધા અને ચારિત્રના જે મૂલ્ય હતા, તેજ મૂલ્ય આજે છે તે તે શ્રદ્ધા-ચારિત્રથી ભગવાનની હાજરી વખતે જે કર્મક્ષય અને આત્મશુદ્ધિનો લાભ નિપજતો હતો તે આજેય મળી શકે છે તો પછી આવા સુલભ બનેલા અતિ કિંમતી શ્રદ્ધા અને ચારિત્રના લાભ કેમ નથી લેવાતા?

જીવનમાં આદર્શથી પુરુષાર્થ થાય છે —

ધર્મ શ્રવણ–શ્રદ્ધા–ચારિત્રને જીવનમાં અપનાવવા પાછળ જે ઉદ્યમ જોઈએ તે આવા સોનેરી અવસરેય જેણે પ્રગટ કરેલ નથી, તેને કારણભૂત અનેક ખામી હશે પણ તે અનેક ખામી પૈકી એક મુખ્ય ખામી એ છે કે "માનવ જીવનમાં કયા ઉચ્ચ આદર્શ જોઈએ તેનો એણે ખ્યાલ કર્યો નથી હોતો, આદર્શને જીવનમાં સ્થાન આપ્યું નથી હોતું આદર્શ એટલે લક્ષ્ય ધ્યેય, સાધ્ય, જેમાં પહોંચવું છે તે જીવનની વર્તણૂકનો આધાર નક્કી કરેલા ઉચ્ચ આદર્શ ઉપર છે એટલે ! આપણને એ જોવા મળે છે કે કોઈએ જ્ઞાન લેવાનો આદર્શ આંખ સામે રાખ્યો હશે, તો તેના જીવનના જ્ઞાન પાછળ ઘણો ઉદ્યમ હશે જેણે મહાશ્રીમંતાઈનો આદર્શ રાખ્યો હશે, તો તેના જીવનમાં ધન ઉપાર્જવા પાછળ ઘણી મહેનત હશે જેણે જેણે જે જે આદર્શ મુખ્ય રાખ્યો હોય છે, તેનો તેનો તે તે આદર્શ સિદ્ધ કરવા પાછળ જ પુરુષાર્થ હોય છે એટલે ઉચ્ચ પુરુષાર્થી બનવા જીવનમાં પહેલા આદર્શ સ્થાપિત કરેલો હોવો જોઈએ એમાં પછી

(૧) આદર્શ જેટલો નિર્મળ રખાય, તેટલો જીવનમાં પુરુષાર્થ સુંદર થવાનો, તેથી જીવન સુંદર બનવાનું તેમજ

(૨) નિર્મળ આદર્શ પણ જેટલા ઉંચી કોટિનો રખાય તેટલી પુરુષાર્થમાં પ્રબળતા આવવાની

૧ આદર્શ સુંદર તો જ જીવન સુંદર —

મલિન આદર્શથી પુરુષાર્થ–પ્રયત્ન મલિન અને તેથી જ જીવન પણ મલિન એટલે કે પાપી હોય છે દા ત અત્યંત કામ સુખના આદર્શવાળાનો ઉદ્યમ મેવો રહેવાનો, એ સ્ત્રીઓના ચામડીના રંગ અને યુવાનીની ખીલવટ જોયા કરવાનો, જ્યાંથી કામસુખ

મળવાની આશા દેખાશે, ત્યા ભારે ગુલામી ચાપલુગી કર્યા કરવાનો, બીજા કેટલાય કામો ફરજો પડતા મૂકી સ્ત્રીની પાસે પડયો પાથર્યો રહેવાનો, બહાર જવુ પડે તોય જઇ જઇને ઝટ પાછો સ્ત્રી પાસે આવી જવાના તલસાટમા રહેવાનો આદર્શ મેલો, માટે ઉદ્યમ મેલો તેથી એવાનુ એ જીવન બીજાને કેવુ લાગે, સુંદર કે મેલુ? સારૂ કે બિભત્સ? ત્યારે એ જુઓ કે એનાથી તદ્દન વિરુદ્ધ આદર્શ,-ઉંચી વિરક્તદશા કેળવવાનો આદર્શ જેણે રાખ્યો હશે એનો ઉદ્યમ ઉજ્જવલ રહેવાનો એ માટે સ્ત્રીઓથી લગભગ આઘા રહેવાનો પ્રયત્ન કરશે દૂરથી પણ એને દૃષ્ટિમા ન ચઢવા દેવાની તકેદારી રાખશે કામક્રિયાને અને ચામડીના સૌંદર્ય અને રૂપરંગને એ બિભત્સ માનવાનો, અને કયારેય કામવાસનામા અંધ ન બનવાનો તથા કામપાત્રની ગુલામી નહિ સેવવાનો ભારે યત્ન રાખશે વિશેષમા શ્રી વીતરાગ પરમાત્મા તથા વિરાગી સદ્ગુરુની ઉપાસના અનેક પ્રકાર અને ખૂબ ખૂબ કરવાનો,-આવો આવો નિર્મળ પુરુષાર્થ રહેવાનો આમ આદર્શની સુંદરતા-મલિનતા ઉપર પુરુષાર્થની અને જીવનની સુંદરતા મલિનતાનો આધાર છે. માટે આદર્શ સુંદર રાખો, પવિત્ર આદર્શ અવશ્ય સેવો. આ પહેલી વાત બીજી વાત,

## (૨) આદર્શ જેટલો ઉંચો, પુરુષાર્થમા તેટલો વેગ અને પ્રબળતા —

જીવનમા સુંદર આદર્શ પણ જો સામાન્ય કોટિનો હશે, તો પુરુષાર્થ પણ એવો સામાન્ય રહેવાનો જેમકે કોઇએ એવુ રાખ્યુ કે 'આપણા જીવનમા રગડાઝગડા ન જોઇએ, શાંતિથી જીવવુ' તો ઉદ્યમ પણ એટલો જ રહેશે કે લડાઈથી એ આઘો રહેશે એમ રાખ્યું કે 'જૂઠ અનીતિના કલંક ન બનવા જોઇએ' તો તેથી એણે એટલા કલંકથી રહિત જીવનનો આદર્શ ધર્યો ગણાય હવે ઉદ્યમમા શું રહેવાનુ? એટલુ કે એવા પ્રસંગોથી દૂર રહેવુ, કે જ્યા અસત્ય

અનીતિની સભાવના લાગતી હોય બસ આટલુ જ, પણ આગળ વધીને મારી રીતે ત્યાગ અને પરમાર્થ પરોપકારના મોટા મોટા કાર્યો કરવાનો ઉદ્યમ એનો નહિ રહેવાનો કેમકે એનો એવો કોઈ આદર્શ નથી કે 'મારે મારી તૃષ્ણાઓ અને સ્વાર્થબુદ્ધિને વહેલી તકે નામશેષ કરી નાખવી ' માનવજીવનનો આ ઉચો આદર્શ છે જીવનમા જો આ નહિ, તો તેથી ત્યાગ-પરમાર્થના પ્રયત્નો પ્રબળ અને વેગવતા નહિ થવાના સામાન્ય રીતે ચાર ચોપડી ભણવાના આદર્શવાળા કરતા જલદી કોલેજ સુધી જવાના આદર્શ-વાળાનો પુરુષાર્થ પ્રબળ અને વેગવાળો હોય છે

માનવનો આદર્શ પરમપદની પ્રાપ્તિનો જ હોનો જોઇએ —

તો જીવનનો વિશુદ્ધ આદર્શ શો ? માનવજીવનનો આદર્શ પરમપદની પ્રાપ્તિ છે પરમપદદાતા શ્રી અરિહત પરમાત્મા મળ્યા પછી પરમપદથી નીચો આદર્શ ન જ રાખવાનો હોય ધન્વતરી વૈદ પાસે જઈએ, અને તે કહે કે "તમને મફત દવા આપુ છુ તમારે જે દવા માગવી હોય તે માગો " તો શુ માગો ? "(૧) એક તો ઘડપણ ન આવે (૨) જીવનભરનુ મહા આરોગ્ય રહે, મરતા સુધી રોગ ન આવે, (૩) શરીર અત્યત બળવાન રહે— તેવી જ દવા માગોને ?" અરે આગળ વધીને જો મરણ ન થાય તેવી દવા હોય તો તેવી પણ જરૂર માગો એમા શકા નહિ ચક્રવર્તી કોઈને ફાવે તે માગવાનું કહે ને મળી શકે તેમ હોય તો આખી સામ્રાજ્યની જ ઠકુરાઈ માગોને ? તેમ અહીં પરમાત્મા પાસેથી પરમપદ મળી શકે છે, પછી નીચેનું હલકુ પદ શા માટે ઈચ્છવુ જોઇએ ? સમજી રાખો કે,

ઉચામા ઉંચો આદર્શ મોક્ષ છે —

કેમકે મોક્ષમા કોઇ ભૂખતરસ વેદનાના દુ ખ નથી, પરાધીનતા નથી, અપમાન નથી, હવે પછી ભટકવાનું નથી ત્યા અનત

સુખ છે, અનંત જ્ઞાન છે ત્યાં સ્ફટિક જેવી નિર્મળ અનંતગુણમય આત્માની દશા છે હવે કોઈ કહે કે,

પ્ર૦ આ જન્મમાં ક્યાં મોક્ષ મળી શકે છે?

ઉ૦ વાત સાચી છે પણ એને કહો કે પછી ય શીઘ્ર મોક્ષ લેવો તો છે ને? તો એનો આદર્શ અહિંથી જ રાખો સાથે એના અચૂક સાધનભૂત વિવિધ અવાન્તર આદર્શોની જરૂરીયાત પણ છે દા. ત. ક્ષમા-સમાધિઆદિને આત્મસ્વભાવમાં ઉતારવાના આદર્શ એ અવાન્તર આદર્શ છે સ્વભાવમાં એટલે સમજ્યાને? પરાણે નહિ હો, સહજ સ્વભાવે ક્ષમાદિ થયા કરે એવું કરવાનું છે. સાથે તેવા પ્રસંગમાં પણ અડોલ ધીરતા રાખવાની વીરતા વગેરેના વિવિધ આદર્શો કેળવવાના. એ બધાયનો અંતિમ હેતુ શો? મોક્ષ-પરમપદની પ્રાપ્તિ પણ આજ તમે જો એશઆરામીથી જીવવાનો લક્ષ્ય હોય તો સ્વર્ગીય લહેર કરવાનો આદર્શ રાખ્યો છે, તો એથી મોક્ષના અને ક્ષમાસમાધિના આદર્શ ક્યાં રહે? ભલે મોક્ષ અહિં ન મળે, પણ પછી ય જો દેવલોકથી આગળ વધી શકાતું ન હોય, તો આદર્શ દેવલોકનો હોય, પણ આગળ વધી જવાનું હોય તેનો આદર્શ કેમ ન રાખવો?

—અમદાવાદ જવા નીકળ્યા, રસ્તામાં રેલ્વે લાઈન બગડી છે તેથી ભલે સુરત ઉતરવું પડે, પણ લક્ષ તો અમદાવાદ પહોંચવાનું રહે છે તેમ મનુષ્યને મુખ્ય કક્ષા મોક્ષની જ હોવી જોઈએ, અને અહીં એ ઉદ્દેશથી કરેલા યોગ્ય પ્રયત્ન પછીથી દેવલોકમાંથી મોક્ષદાયી માનવભવમાં જવા માટે અને ત્યાં મોક્ષ સામગ્રી મેળવવા માટે ઉપયોગી થાય છે

<u>મોક્ષ જોઈતો હોય તો જ પ્રભુની પૂજા પ્રમાણ છે —</u>

સમગ્ર જીવનનો આદર્શ એકજ રાખો કે કેમ જલદીથી આત્મા ભવપાર ઉતરી જાય ઉંઘમાં, અર્ધઉંઘમાં કોઈ પૂછે કે

વધારેમા વધારે શુ જોઇએ છે? તો ત્યા મોક્ષ જ મગાય એવી લગની મોક્ષ પ્રત્યે લાગી જવી જોઇએ જે એવી મુખ્ય ઇચ્છા મોક્ષની હોય, તો વીતરાગ દેવાધિદેવને પૂજવા તે પ્રમાણે ગવાય નહિતર તો તે પૂજા તારક નહિ બને એવી રીતનું 'નમો અરિહંતાણં' ભલે મુખેથી ગવાય, પણ તે નાટકીયું બને નવ કાર ગણનાનુ જીવન જ્યારે નેમ જોઇએ જ ત્યમા બીજી ઇચ્છાઓ હોય તેના દ્વારા મોક્ષે પહોંચવા માટે હવે તે આદર્શને જીવનમા સાચેસાચ જીવવા માટે એને અનુકૂળ અવાન્તર આદર્શો નક્કી કરવા જોઇએ દરેક જીવનના જુદા જુદા આદર્શ હોય છે, તેથી નક્કી કરો તે ચોક્કસપણે જીવનના વિભાગો કયા કયા અને એને યોગ્ય આદર્શ કયા કયા?

જીવનના જુદા વિભાગો —જીવનનો વિચાર કરીએ તો દેખાય છે કે ઘણા પ્રકારના જીવનો છે દાખલા તરીકે, વયથી જોતા (૧) બાલ-જીવન, (૨) કુમાર-જીવન (૩) યુવાવસ્થા, (૪) પ્રૌઢ અવસ્થા, (૫) વૃદ્ધનુ જીવન આ બધા જુદા જુદા જીવન છે ભલે વ્યક્તિ એક છે, પણ તે અવસ્થાના જીવન જુદા પડી જાય છે

બીજી રીતે જોઇશે તો જીવનની પ્રવૃત્તિ અંગે પણ ઘણા જીવનો છે દા ત (૧) વેપારી જીવન, નોકરીયાત જીવન, દલાલનુ જીવન (૨) સસારી વ્યવહારમા જોઇશે તો કોઇનુ વડીલ તરીકેનું જીવન, કોઇનુ આશ્રિત તરીકેનુ જીવન, કોઇનુ સલાહકાર તરીકેનું જીવન, તેમ વિદ્યાર્થીજીવન શિક્ષકજીવન (૩) કુટુબ તરીકે જોઇએ તો પતિનુ જીવન, પત્નિનુ જીવન, માતાપિતા તરીકેનુ જીવન, પુત્ર તરીકેનું જીવન, ભાઈ-બેનનુ જીવન, દેરાણી જેઠાણીનુ જીવન, નણંદભોજાઈનુ કે દિયર-ભોજાઈનુ જીવન વગેરે જુદા જુદા જીવનો હોય છે આ બધા લૌકિક દૃષ્ટિએ.

લોકોત્તર દૃષ્ટિએ દેવના ભક્ત તરીકેનું જીવન

તરીકેનુ જીવન, ધર્મી તરીકેનુ જીવન, ધર્મીમા વિશેષરૂપે સમકિતી જૈનનુ જીવન વ્રતધારી શ્રાવકનુ જીવન તેથી આગળ વધીને સાધુજીવન, વગેરે ઘણા ભેદ પડે છે

જીવનના આ ભેદો જગતમા સ્વીકૃત છે, તેથી જ જ્યા જ્યા અવસર આવે, ત્યા ત્યા સામાને જુદી જુદી રીતે વાતચેત કરાય છે કોઈ વ્રતમા હોય, પ્રભુ-પૂજા-પ્રતિક્રમણાદિ કરતો હોય, પણ જો બહારમા કાઈ ખોટુ કરે, દા ત હોટલાદિમા જાય તો તેને કહેવાનુ મન થાય છે કે કેમ ભાઈ? તમારાથી આમ કરાય?' પણ વ્રત વિનાનો માણસ હોટલમા જાય તો કહેવાનુ મન નથી થતુ કે 'કેમ જાઓ છો?' એમ છોકરુ વગર સમજ્યે ખોટી હઠે ચઢતુ હોય તો તેને કહીએ છીએ "તુ બાળક છે હ૦ ન કર! તને સમજ નથી પડતી અમે કહીએ તેમ કર" તેનુ બાળ જીવન છે માટે તેની તે કક્ષા છે જેમ જેમ કક્ષા જુદી દેખાય, તેમ તેમ જીવન જુદુ એને માટે જુદા જુદા આદર્શ ઘડવાના બાળને રમવાની મનાઈ નથી કરાતી, પણ કુમારપણે નિશાળિયો થાય તો "તારાથી બહુ ન રમાય" તેમ કહીએ છીએ આવી રીતે તેના જીવનની કક્ષાનુ લક્ષ ખેચીએ છીએ

અવતી સુકુમાલનો ઉત્તમ આદર્શ — જુદા જુદા જીવનો જુદા જુદા ભાવ ભજવે છે આપણા એક જીવનમા ઘણા જીવનો વણાયેલા છે સમગ્ર જીવનનુ લક્ષ્ય, અર્થાત્ જીવનનો આદર્શ મોક્ષ ખરો, પણ અવાતર (પેટા) જીવનોને અનુરૂપ જુદા જુદા આદર્શો સમજવા જોઈએ જીવનના આદર્શ માટે વિચારતા અવતી સુકુમાલનો મહાન આદર્શ એક દૃષ્ટાન્ત રૂપ છે અવતી સુકુમાલ એ મહા શ્રીમત શ્રેષ્ઠીના પુત્ર હતા એમના ઘેર અઢળક સપત્તિ હતી તેમણે એકાએક સ્થિતિ પલટાવી દીધી સાજે ખાઈ-પી વિલાસ ભુવનમા બેઠા હશે, રગરાગ ખેલી રહ્યા હશે, બત્રીસ

સ્ત્રીઓ સાથે પાચે ઇંદ્રિયોના વિષયસુખો ભોગવતા હશે, એવા એમને એકાએક રાત્રે ચારિત્ર અને રાત્રે જ સ્મશાનમા કાઉસ્સગ્ગ, ત્યાય રાતની સ્થિતિ કેવી? સ્મશાનમા શિયાળણીનો ભયકર ઉપસર્ગ! પણ એમા એ કેવા રહેલા? મહા સમાધિમા ઝીલતા! ભૂખી શિયાળણના અને એના બચ્ચાની દાઢમા માખણ જેવુ શરીર ચવાઈ જવા દીધુ! એક ચુકારા-હોકારા જેટલોય સામનો નહિ! કે ત્યાથી ખસવાનુ નહિ! કે 'અરેરે' નહિ! આવો પવરો કયાથી આવ્યો? તેમણે તેમના જીવનનો આદર્શ નક્કી કર્યો હતો તો તે અત્યાર સુધી કેમ ન થયુ? જીવનમા કોઇક વખત એવો આદર્શ ખીલવાનો અવસર આવે છે કે જે જીવનને ઉચ્ચ, અતિ ઉચ્ચ બનાવી દે છે!

વીરના સતાનના આદર્શ —માટે જ, આદર્શ પહેલેથી નક્કી રાખવો જોઇએ જે મહાવીર પ્રભુએ પૂર્વના ત્રીજા ભવમા રાજવીપણુ મૂકી એક લાખ વર્ષ માસખમણના પારણે માસખમ ણની ઉગ્ર તપસ્યા સાથે ચારિત્ર પાળ્યુ! છેલ્લા ભવમા તીર્થંકર જગત્પૂજ્ય છતા સાડા બાર વર્ષ નિદ્રા તો શુ પણ જમીન પર પલાઠી માડીને બેસવાનીય વાત નહિ! એ રીતે દેવતા જેવાના ઘોર ઉપસર્ગ વેઠી કઠોર તપ-સયમ સાધ્યા!-એવુ બધુ જે વીર વિભુએ કર્યુ એના અનુયાયી આપણે જીવનમા શો આદર્શ ધરાવીએ? એજને કે આપણે એવા કયારે બનીએ? એટલે? ઉપર કહેલા જીવનના જુદા જુદા વિભાગમા સવત્ર મોક્ષનો આદશ રહેવો જોઇએ તેથી જ મહાન કર્મલઘુ થવાનો આદર્શ રહેવો જોઇએ આત્મામાથી દોષ અને દુખ ટાળવાના છે એ માટે અનતગુણસપન્ન અને સહજ (જડનિરપેક્ષ) સુખસમૃદ્ધ બનવાનો આદર્શ કેળવવાનો પછી જીવનમા ગમે તે અવસ્થા હોય ત્યા

(૧) દોષો ટાળતા જવા, અને ગુણ વધારેતા જવા, તેમજ

વધે છે, ઘડપણે તો તે દૃઢ રહે છે દા ત તામસીપણું માબાપે આ પણ એક આદર્શ રાખવો જોઇએ કે અમારામા કે અમારા સતાનમા કોઈ ખરાબ આદત ન હોય સુંદર આદતોજ જોઇએ દા ત બોલવાનુ શાતિથી, વર્તવાનુ મિઠાશ-મૃદુતાથી હાલતાં ચાલતા વિનયવિવેક જોઇએ સહજ રીતે જીવનમા સ્વચ્છદતા, અને ઉદ્ધતાઈ વધે છે, માટે પહેલો તો છોકરામા સમર્પિતતાનો ગુણ અને વિનય ગુણ લાવવો જોઇએ જીવનમા જે મહાન સિદ્ધિ કરવી છે, તેનો પાયો વિનય છે આની સાથે વડિલોની કોઈ એવી ચર્ચા ચેષ્ટા ન જોઇએ કે જેથી એ જોઇને બાળકમા એક પણ દુર્ગુણ પોષાવા પામે.

કુમારપણાના આદર્શો —બાળજીવનમા દુરાગ્રહીપણું, અવિનય, કુટેવો, ઉદ્ધતાઈ વગેરેના કદીય સ્પર્શ ન થાય એવા આદર્શ સિદ્ધ થયા પછી કુમારજીવનમા આવતા જેમ તેની કક્ષા વધે છે, તે પ્રમાણે આદર્શ વધે છે તેનો એવો આદર્શ હોવો જોઇએ કે "હુ નિશાળે જાઉં છુ તો કદી જીવનભર મારા માના ગુરુ કે શિક્ષક તરફ સહેજ પણ અવિનીત ન બનુ શિક્ષક ગમે તેવો ઠપકો આપે, માનથી મોઢુ ઉંચુ ન થાય ઘેર આવી ન કહેવાય," જેટલા પ્રમાણમા એ શિક્ષકનુ ખમી ખાય તેટલો વહેવારમા લાભ બને છે ખીજ્ત પાસે માસ્તરના ગુણ ગાય એવી વિદ્યાર્થીની યોગ્યતા જોઇએ તે સારા આદર્શના ઉપર આધાર રાખે છે એક પણ દુર્ગુણ, ખરાબ ચેષ્ટા કે કુવચન મરણુ ય નજ પોષાય, એવા આદર્શ કુમાર બનવાનુ

વિનય ગુણથી
દૃઢપણે કેળવવાનો
થાય છે ઈતર ચ
વિદ્યા જેમ જેમ ગુ

વિનયથી વિદ્યા જલદી પ્રાપ્ત થાય છે પોતાને વિદ્યા શિખવાડવા એક ભીલ ગુરુને વિનતિ કરે છે પણ એમણે યોગ્યતા નહિ દેખી હોય કે ગમે તે કારણે એને શિખવવા ના પાડી ભીલને ગુરુ ઉપર શ્રદ્ધા હતી તેથી તેણે જગલમા જઇ માટીની ગુરુની મૂર્તિ કરી ત્યા રોજ વિનયપૂજા કરી એને સાક્ષાત ગુરુ માની, એની સમક્ષમાં બાણ-વિદ્યાનો એણે અભ્યાસ કર્યો મનમા આદર્શ મોટો રાખ્યો તેથી તેને વગર ગુરુએ જગલમા વિદ્યા મોટી પ્રાપ્ત થઇ કોઇ અવસરે જ્યારે અચાનક ગુરુએ એની હોશિયારી જાણી પૂછયું કે 'તને કોણે આ વિદ્યા શિખવાડી?' ભીલ કહે કે 'તમે જ શિખવાડી છે' 'કેવી રીતે?' તેમ ગુરુએ પૂછતા બધી હકીકત કહી ગુરુ એના વિનય-સમર્પણનુ ફળ સમજી ગયા ગુરુની ગેરહાજરીમા પણ જાણે ગુરુનુ સાક્ષાત સન્નિધાન, સાક્ષાત હાજરીનો સદ્ભાન રૂપ ઉચો આદર્શ ધરવાથી અકલ્પ્ય સિદ્ધિઓ થાય છે માટે જ વિદ્યાર્થીએ પવિત્ર અને ઉંચા આદર્શ ધરવા જરૂરી છે દા ત મહાન અહિંસક, સત્યવાદી, નીતિમાન, સદાચારી, ઉદાર, પરોપકારી, અધ્યાત્મી વગેરે બનવાના ધ્યેય જોઇએ

ઉંચા આદર્શ પાછળ પરિશ્રમ જરૂરી છે—એવા આદર્શ ધર્યા પછી ઉચિત પરિશ્રમ કરવામાય સહેજ પણ પાછુ હઠવાનુ હોતુ નથી 'આવા સુદર મનુષ્યભવમા આવ્યો છુ, તો સારૂ તત્ત્વજ્ઞાન મેળવી જઉં,'—એ આદર્શ નથી રાખ્યો, તેથી ફુરસદ છતા આરામી થાય છે, અને તત્ત્વજ્ઞાન નથી મેળવાતું આરામી અને વિદ્યા પ્રાપ્તિને મેળ નથી 'સુખાર્થિન કુતો વિદ્યા? વિદ્યાર્થિન કુત સુખમ્'' જે સુખનો અર્થી છે, તેને વિદ્યા ક્યાથી આવે? જેને વિદ્યા જોઇએ છે, તેને એશઆરામ ક્યાથી ચાલે? કદાચ નવુ ભણવાનું ઓછુ હોય તોય વાગોળવાનુ ઘણુ હોય છે ધાર્મિક પાઠનુ પુનરાવર્તન નથી થતુ, તેથી પાઠશાળામા છોકરા વરસે વરસે આગળ

વધવાને બદલે એનું એ પાકું કરે છે ચૌદપૂર્વીને પણ પુનરાવર્તન કરવું પડે છે, પછી બીજાની શી વાત? ત્યાં એશઆરામી ચાલે? કુમાર અવસ્થા એ સમ્યગ્જ્ઞાન પ્રાપ્તિની અવસ્થા છે, ત્યાં મહાજ્ઞાની બનવાનો આદર્શ જોઈએ

**અનાર્યતાને કાઢી આર્યત્વ પ્રગટાવો**—વિદ્યાર્થીમાં એક આદર્શ એ જોઈએ કે, 'ગંભીરતાએ નપૂર્ણ બ્રહ્મચર્ય અન્યથા સદાચારની પૂર્ણતાએ પહોંચવાનું ' પછી એ માટે કુમારપાળ સર્વથા બ્રહ્મચારી જોઈએ સરકાર પણ અઢાર વર્ષની નીચેનાને કેટલાક સીનેમા જોવાની બંધી કરે છે છતાં આશ્ચર્ય છે કે સ્કૂલમાં મહશિક્ષણ ચલાવે છે સિનેમામાં તો ચિત્રો હોય, અને આ તો સાક્ષાત્ સામે રહે છે તે જીવતા સાક્ષાત્ નાટકો છે આ મહશિક્ષણ એ બ્રહ્મચર્ય-સદાચારના આદર્શનો નાશ કરે છે આર્યદેશના પવિત્ર ધોરણે જીવનમાં ચાર અવસ્થા બાંધેલી છે તેમાં પહેલી પૂર્ણ બ્રહ્મચર્ય અવસ્થા આજે પશ્ચિમની સંસ્કૃતિના નામવાળી વિકૃતિના પ્રતાપે આર્યત્વનો નાશ થઈ રહ્યો છે પહેલાના કાળમાં પુરુષની બત્રીસ કળા અને સ્ત્રીની ચોસઠ કળા શિખવાની હતી તેમાં ચોરની, ધૂર્તની કળા પણ શીખવાડાતી કેમ? જેથી ક્યાંય ઠગાઈ ન જાય આમ તેઓ આવીય કળા શીખતા, પણ આત્મ-લક્ષ મુખ્ય રાખતા ત્યારે અત્યારની નાઇક અધાર-નૃત્ય નહોતું

**આજની વિષમ દારુણ દશા**—આજે તો પરલોકમાં આત્મહિત થાય એવો કોઈ ઉદ્દેશ નહિ! કોઈ સ્મૃતિ નહિ! કોઈ ચિંતા નહિ! પશ્ચિમનું અનુકરણ એના પહેરવેશ, એની રહેણીકરણી, એના ખાનપાન, એની બોલચાલ વગેરેનું અનુકરણ ચાલી પડ્યું છે પૂર્વે માસ્તર બાજોઠ ઉપર બેસતા, છોકરાઓ જમીન ઉપર બેસતા માસ્તર આવે ત્યારે ઉભા થઈ પગે લાગતા વિનય વિના વિદ્યા ન મળે આજે તો માસ્તર ઉભા ઉભા શીખડાવે! છોકરાઓ ખાસી મઝેની ટેકાવાળી પાટલી ઉપર બેસે! વળી આગળ ટેબલ-

ઉંચક હોય માસ્તર ગમે તેટલા આવે પણ એકેય આગળ ઉભા થવા વગેરે વિનય કરવાના સોગન ! આવા વિનય વિનાના શિક્ષણથી શુ ? કદાચ પોપટપાઠની માફક આવડી જાય પણ વિદ્યા વાસ્તવિક રીતે જીવનમા પરિણમે નહિ આજના કેટલાય ભણેલા પાસે સુવિદ્યા નથી સુવિદ્યા હોય તો પાપનો ડર હોય અને પાપમાથી બચવાનુ બહુ નબળુ હોય આ અપેક્ષાએ જોઇએ તો આજના ભણતરે દાટ વાળ્યો છે ડીગ્રી કેળવણી વિનાનાને જેટલો પાપનો ડર છે તેટલો કેટલાય ભણેલાને નથી ! પહેલાના કાળમા કોઈ દરદીની વૈદ્ય દવા કરે, પણ દરદી જીવી ન શક્યો અને મરી ગયો તો બીલના પૈસા ન લે કહે કે "હવે તે મરી ગયો જવાના પૈસા કેમ લેવાય ?" ત્યારે આજે કેટલાય ડૉકટરોની પદ્ધતિ કેવી કે ચોક્કસરૂપે દરદી મરવા પડ્યો હોય, તો તેની વિઝિટ–ઇંજેક્શન વગેરેના પૈસા તરત જ માગે એવુ ય બને કે પેલો ડચકા લે છે ડાક્ટર આશા મૂકી દે છે છતા ડાક્ટર બહાર નીકળી ઊભો રહે છે ! કેમ ? વિઝિટ ફી આપે ત્યારે ખસાયને ? અરે ! પણ અહીં આખુ કુટુબ કલ્પાતમા છે ! તેનુ એને કાઈ નહિ શુ આ ? તેની પાસે વિદ્યા નથી, માત્ર વિલાયતી કેળવણી છે આમાં આર્યદેશની સસ્કૃતિનો વિનાશ છે વિદ્યાર્થી અવસ્થાના આદર્શ જોઈતા હતા કે ભણુ તો એવુ ભણુ કે જેથી મનમા સાચે પરોપકાર માટે સ્વાર્થ જતો કરીનેય કરી શકુ, તેમજ લોભવશ અનુચિત વ્યવહારમા ન ફસાઉં'

સારૂ થોડા પણ શરૂ કરો દુનિયાનો સાથ ન જુઓ — જીવનમા ઉચ્ચ આદર્શોનો વિનાશ થયો તેથી અધમ દશા આવી રહી છે હવે એ આદર્શોનો ઉદ્ધાર કરવાની જરૂર છે ભલે આપણે પોતાના ઘરથી શરૂ કરો કોઇપણ સારી વસ્તુ કરવા માટે 'દુનિયા સાથે છે કે નહિ' એ જોવુ ભૂલી જાઓ જ્યારે જ્યારે ક્રાંતિનો યુગ આવે છે, ત્યારે શરૂઆત અલ્પમાથી હોય છે, કાઇ એકી

સાથે લાખો માણસો ક્રાંતિકારી નથી થતા શરૂઆત તો પાંચ દશ પંદર પચાસથી થઈ વધતા વધતા લાખો, કરોડો થઈ જાય છે. આજ આવી રીતે વધતા વધતા સામ્યવાદ બધે ફેલાઈ રહ્યો છે આજે કેટલાક ભલે કોંગ્રેસવાદી કહેવાતા હશે, પણ કદાચ ભીતરમાં સામ્યવાદી હશે દેખાવ કોના કેવા? કેવા દાવપેચ, પોલીસી રમાય છે? આજની વિલાયતી કેળવણી, યુરોપીયન ભીતરમાં કઈ દશાએ મૂકે છે? જીવનમાં વિવિધ ક્ષેત્રોમાં વિવિધ આદર્શો જે કરોડો વર્ષોથી ચાલે છે, તેનો નાશ કરે છે તેની સામે ભલે થોડા પણ તમે આર્ય સંસ્કૃતિ જીવનમાં જીવી જાણો

કુમારપણામાં બ્રહ્મચર્યની ખાસ જરૂર—કુમારપણામાં આદર્શ-બ્રહ્મચર્યનું પાલન જરૂરી છે તે કાળમાં વીર્ય બંધાય છે ત્યાં જો એની ઉત્તેજના થાય તો એનું બળ ગુમાવવાનું બને છે પછી એ મોટા થયેથી એની પ્રજા સત્વહીન અને ગુણહીન પાકે છે પ્રજા પવિત્રતા અને ધર્મભાવી તો બને, જો આદર્શોનું ખૂન થવા ન દેવાય આદર્શના ખૂનથી તો ધર્મનું તો ઠેકાણું નહિ રહે, પણ સમાજનું ઠેકાણું ય નહિ રહે કારણ કે પવિત્ર આદર્શના અભાવે કુમાર જીવનમાં અશ્લીલ વાચન-પ્રેક્ષણ, અનિચ્છનીય છૂટ ગલીચ નશા વગેરે એટલા વધે છે કે, એ પછી સમાજ આખોય જુગુપ્સનીય બને છે એમાંય આજના વિશેષ શિક્ષણથી વિશેષ ઝેર વધ્યું છે તેથી આર્ય પ્રજાનેય સંયમી રાખવા માટે હાથ બહારની વાત બની ગઈ છે કુમાર અવસ્થામાંથી જ આદર્શ ગુમાવનારો યુવાન બની રહેવો બને એ સમજી શકાય એવું છે

યુવાવસ્થામાં આત્મ-સંયમ રાખો જીવનનો આદર્શ નિર્વિકાર થવાનો સ્વપ્નના જુદા કાયદા નહિ —યુવાવસ્થાના આદર્શની વિચારણા કરતા પહેલું એ કે અત્યંત પવિત્ર જીવનના આદર્શ માટે સદાચારની મર્યાદાઓ ઉલ્લંઘવી ન જોઈએ શક્ય હોય

તો પૂર્ણ બ્રહ્મચારી બને શક્ય ન હોય ને કદાચ પૂર્ણ બ્રહ્મચારી ન હોય, પરિણિત હોય, તો પણ તેણે યુવાવસ્થામા સદાચારની કડક મર્યાદાઓ પાળવી જરૂરી છે માનવ જીવનમાં સપૂર્ણ નિર્વિકાર બનવાના ઉચ્ચ આદર્શ નક્કી કરવાથી એ બની શકે છે. આજે આદર્શ સભળાય છે ખરા, પણ બીજા માટે ઓ બીજા માટે ઇચ્છે છે કે એમણે સદાચારી રહેવુ જોઇએ પોતે પોતાની પત્ની સાથે બહાર નીકળ્યો હોય, અને પત્ની સામે કોઈ ટગડ ટગર જુએ, તો પોતે કહેશે "કેમ મગજ ચસકી ગયું છે? આખો ભટકાવતા માગી આવટે છે!" પણ આ તો બીજા માટે. પોતાના માટે શું? પોતે જ્યા ત્યા નજર ફેકી શકે, 'અચ્યા જગત માટે નિયમ, તો તારા માટે નહીં? પોતાના માટે ગમે તેમ વર્તવાની છૂટ, એમને? પોતાની સામે બીજો કોઇ ઘા ન કરે, જૂઠ ન બોલે, પોતાની ચોરી ન કરે, પણ પોતે જગતની સામે ઘા કરે, જૂઠ ચલાવે, અનીતિ કપટ રમે, એ કાયદેસર!!' સદાચાર એટલે પરસ્ત્રીને જોવા સુધીની બાવા, પરની સપત્તિનો વિચાર સરખો પણ નહિ કરવાનો અસત્ય નહિ બોલવાનુ સત્ય-નીતિ-ન્યાય નહિ ચૂકવાનુ પૂર્વના કાળમા સ્ત્રી પરપુરુષના અને પુરુષ પરસ્ત્રીના રૂપ જોવા માટે આધળા હતા! જેને રૂપ જોવાનીય પડી નથી, એને આગળના દુરાચાર તો હોયજ શાના? સપૂર્ણ નિર્વિકાર થવાના આદર્શથી દરેકે દરેક ઇન્દ્રિયો પર પાકો સયમ મૂકાય છે, મૂકવો જ જોઇએ

વિનય સસ્કારનો અમલ કરો —યુવાવસ્થામા બીજુ એક કાર્ય દ્વારા વિનીત અને સહિષ્ણુ બનવાનુ છે મોટાની આમન્યા ન લોપાય વડિલના કઠોર શબ્દ, બચાવ કર્યા વિના, અમી ખાવા જોઇએ ને કોઈ મિત્ર આપણને સલાહ દેવા નીકળે કે 'કાગડા તો ત્યા કરે, પણ આપણે આપણુ કરીએ,' તો તેને કે 'શાબ્બાશ, ... શ બોલ્યો? આ ઘર

કોઈ ગમે તેટલો લલચાવવા આવે પણ ઉચ્ચ આદર્શભરી યુવાવસ્થાવાળો ન જ લલચાય. પોતે જ જો આદર્શનું આચરણ ન પાળે તો સંતાનમાં ય સારા સંસ્કાર ક્યાંથી પાડવાનો હતો? નાની પ્રજા તો જુએ તેવું વર્તે. પોતે જોડા પહેરી રસોડામાં જઈ મા-બાપને ધમકાવે, તો તેના સંતાનો શું શીખે? માટે જીવનમાં વિનય, નમ્રતા, સદાચાર, પરોપકાર વગેરેના ઉચ્ચ પવિત્ર આદર્શ નક્કી કરવા જોઈએ.

વળી યુવાનમાં સેવાભાવના આદર્શ જોઈએ. શાસ્ત્ર કહે છે કે સદ્ગૃહસ્થ કેવો હોય? માતા પિતાનો પૂજક, અને અતિથિ-સાધુ-દીનનાં ઉચિત સેવા શુશ્રૂષા-સંભાળ કરનારો હોય. જ્ઞાનીની ઉપાસના કરનારો હોય. તથા પરોપકાર ઉદારતાવાળો હોય. બીજાને આપ્યા વિના એને ચેન ન પડે. વિચારો અત્યારે આ ગુણ વિકસે છે કે, સ્વાર્થાંધતા વિકસે છે? પહેલાં પોતાનું પેટ ભરવાનું કે બીજાનું? તમે ડીગ્રી જોઈ શા માટે ફુલાઓ છો? ભલે એ ચોપડી ભણેલો હોય, પણ જો પવિત્ર આદર્શ અને પવિત્ર વર્તાવવાળો હોય તો એનું જીવન ઉત્તમ ગણાય. આદર્શ વિનાનું જીવન નિષ્ફળ. હજી તો આમાં ધર્મની વાતો નથી વહેવારની ફરજોની વાતો છે. ધર્મની વાતમાં તો એથી ઉંચા આદર્શ, ઉંચી ચોકસાઈ અને ઉંચા અમલ જોઈએ.

બ્રહ્મચર્ય પાલનનો ઉચ્ચ નમુનો—વિજય શેઠ-વિજયા શેઠાણી તદ્દન પ્રાથમિક યુવાવસ્થામાં છે. પરણ્યા પહેલાથી એકને આખો કૃષ્ણપક્ષ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા છે, બીજાને પૂર્ણ શુક્લપક્ષ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા છે. પરણ્યા પછી ખબર પડી! હવે વિજયાને તો આનંદ થયો, 'ચાલો, સારું થયું કે પૂર્ણ બ્રહ્મચર્ય પળાશે! વગર ધાર્યાએ સુંદર ત્યાગ આવ્યો.' આ ક્યારે થાય? અંતરના ઉંડાણમાં યુવાનીના આદર્શ પૂર્ણ બ્રહ્મચર્યના સમજાયા હોય. વાત વધાવી લેવા જેવી જ્યાં માને છે, ત્યાં શોક કે અરેરાટી કેમ થાય?

છતા વિજયાને ઉદાસ જોઇ વિજયશેઠ પૂછે છે કે "કેમ શોકમા જણાઓ છો?"

શ્રાવિકા કહે છે કે "મને બીજુ કાંઈ દુખ નથી, પણ તમે મને જે પરણીને લાવ્યા છો, તે તમારી આશા હુ શુકલ પક્ષમાય પૂર્ણ નહિ કરી શકુ તમારે કૃષ્ણનો, તો મારે શુકલ પક્ષનો નિયમ છે માટે તમે બીજી પરણી લો મારી રજા છે"

વિજયશેઠ કહે છે કે "તમને જિંદગીનુ બ્રહ્મચર્ય ખપશે, તો મને નહિ ખપે? બન્નેએ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનુ કોઇને કહેવાનુ નહિ માબાપ જ્યારે જાણે ત્યારે ઘરનો ત્યાગ કરવાનો" સંકેત કરીને રહ્યા શુ બગડી ગયુ એમનુ? હા, જેને માનવ જીવનમાય પશુક્રીડાના આદર્શ છે, એ તો આ વાતથી ભડકી ઊઠે બળતરા કરે! અહીં આપણા હૃદયની પરીક્ષા છે આપણે કયા આદર્શમા રમીએ છીએ, એ આ પ્રસગ ઉપરથી આપણને થતી અસરથી સમજાય

પ્રૌઢના આદર્શ —પ્રૌઢ બને ત્યારે તેનામા ઘણી ગભીરતા આવવી જોઇએ જગતની વિવિધ વિચિત્ર ઘટનામાય એ ગભીરતા આવવી જોઇએ જગતની વિવિધ વિચિત્ર ઘટનામાય એ ગભીર બને બધી વાતો પેટમા સમાવી દે વાણીથી તો ન બોલે, પણ મુદ્રામાય ન લાવે તેથી કોઇનેય ખબર ન પડે મહાગભીરતાના આદર્શ જોયા હોય તો એને માટે બનાસર ચીતર રહે ત્યારે એ પણ જોવુ જોઇએ છે કે ગભીરતા ખોવામા કેવા મહાનુકશાન ઉપજે છે એક પ્રસગ આવે છે અવતી સુકુમાલનો પ્રસગ જોવાનો છે, તેથી આ સક્ષેપમા જુઓ

<u>ગભીરતા ગુમાવવા પર દ્રષ્ટાન્ત —</u>

એક યુવાન સ્નેહીઓના આગ્રહથી પોતાની નવપરિણીત સ્ત્રીને

સાસરે તેડવા જાય છે સ્રીને સાસરે જવુ નહોતું, પણ માબાપે વળાવી એટલે શુ થાય ? ધણીની સાથે ચાલી તો ખરી, પણ લાગ જોઇને જંગલમા ધણીને કૂવામા નાખ્યો પોતે ઘેર પાછી આવી કહે છે કે 'શુકન ખરાબ થવાથી મને પાછી મોકલી એ ગયા' ત્યા તો વાત પતી પણ પણે ધણી સમજી ગયો છતા ભૂલ પોતાની જ જોવા લાગ્યો, 'એની અનિચ્છાએ લેવા ગયો તો આવુ થયું એ મારી જ ભૂલ' કહો, કેવો ઉદાર ! પાકો કેવો ગંભીર ! પછી ત્યા તો પુણ્યોદયે કોઇએ બહાર કાઢયો ગયો ઘેર કેટલાક સમય પછી ઘરના માણસોનો બહુ આગ્રહ થવાથી પાછો તેડવા માટે સાસરે ગયો જાણે પૂર્વનું કાઈ જાણતો નથી, એ રીતે ત્યા વર્ત્યો સ્રી વિસ્મય પામી ! ખુશીથી સાથે સાસરે આવી પતિને દેવ સમજે છે સમજેજને ? ગુણના આકર્ષણ ગજબના હોય છે જીવનની કિંમત ગુણમા છે એક દિવસ આ ભાઈ જમવા બેઠા છે, પત્ની આગ્રહથી પીરસતી હતી, એમા પૂર્વનો પ્રસગ યાદ આવવાથી પતિને હસવુ આવ્યુ આ હસવા પ્રત્યે છોકરાનુ ધ્યાન ખેચાયું છોકરો કહે કે "બાપુજી ! કદી નહી ને આજ આપ જમતા કેમ હસ્યા?" બાપ કહે 'કાઇ નહિ, અમસ્તુ' છોકરે કહેવા માટે હઠ લીધી તેથી સહજ ભાવે પુત્રને ભૂતકાળની વાત કરી કે 'વખત વખતને માન છે આજ તારી મા કેટલો બધો પ્રેમ રાખે છે પણ એક વાર એણે મને કૂવામા નાખી દીધો હતો" બસ ! થઈ રહ્યુ ભાઇએ ગભીરતા ગુમાવી બાઇ રસોડામા હતી, તેણે આ સાભળ્યું સાભળતા સજ્જડ અસહ્ય આઘાત લાગ્યો, અને ત્યા જ હૃદય બધ ! કેવુ મહાન નુકશાન ! લૌકિક રીતે પત્ની ગુમાવી ! લોકોત્તર દૃષ્ટિએ જોતા અસમાધિમા રહેલી પત્નીની કેવી દુર્ગતિ ! પોતે એમા કેવુંક ખરાબ નિમિત્ત બન્યો ! આમ તો યુવક ઘણી રીતે ગુણસપન્ન હતો, ગભીર પણ હતો, છતા એકવારના પ્રસગમાં જો ગભીરતા ગુમાવી, તો મહાવિકટ પરિણામ

આવ્યું સમજવુ જોઇએ કે 'મારે મક્કમ અને ગભીરતા અખડ જાળવવી છે જ્યા સુધી છોકરામા ખપતો હતો તો ચાલતુ હતુ હવે પ્રૌઢ થયો ભલે માતા પિતા જીવત હોય, પણ જવાબદારી પોતાના ઉપર છે' માટે જવાબદારી સમજી બધી જ બાબતમા પ્રૌઢ માણુને આદર્શ પવિત્ર અને ઉચ્ચ રાખવો જોઇએ ખાવામા, પીવામા, બેસવામા, સુવામા બોલવાચાલવામા, સર્વ વ્યવહારમા ધીરતા, સયમ અને સાવધાની જોઇએ

વૃધ્ધે નિવૃત્ત દશામા રહેવુ જોઇએ—વૃદ્ધ અવસ્થામા એવુ ધ્યેય જોઇએ કે 'મારે મરતી વખતે તદ્દન અલિપ્ત એટલે કે જગતથી સર્વથા નિવૃત્ત થઇને જવુ છે, જગતના કોઈ મમત્વ, કોઈ તૃષ્ણા કોઈ આકર્ષણ નથી રહેવા દેવા તેમજ અત્યત ક્ષમાશીલ, નમ્ર અને નિર્લોભ થઇને જવુ છે' પછી ઘરમા રહેવા છતા કોઇ પ્રવૃત્તિમા ભાગ લેનાનો ન હોય, તેમ ઘરમા, કુટુબમા, નાતમા વગેરે સ્થાને ગમે તે પ્રસગો બને, તેની અસર પોતે લેનાની નહિ આજ પણ કોઈ એવા આદર્શ પુરુષ છે કે જે પોતે ઘરનુ કશુ સભાળે નહિ ઘરમા લગ્ન હોય, તોય એથી અલગ રહે, ઘરની બાબતમા કાઇ ધ્યાન ન રાખે તેમજ ધધાના નફા—નુકશાનની, લગ્ન—રડાપાની, ઈત્યાદિ કોઈ અસર મન પર ન લે એનાથી સવથા અલિપ્ત રહે જાણે પોતાને કાઈ લાગતુ નથી ખરી રીતે આદર્શ એવો છે કે આઠ વર્ષની બાળવયે ચારિત્ર લઈ સંસારથી નિવૃત્ત થવુ બાકી છેવટે પાછલી વયે તો નિવૃત્તિ લેવી જ જોઇએ આ તો બહુ મોહગ્રસ્તની અપેક્ષાએ વાત છે બાકી તો પ્રૌઢ વય આવતા જ નિવૃત્તિ લેવાનો આર્યદેશમા રિવાજ હતો ત્યારે આજે એવા પણ જોવા મળે છે કે આખે પુરૂ દેખાતુ ન હોય, ઉમર ભારે છતા 'દુકાને જઇ લાવને જરા ટપાલ વાચી આવુ' આપતો આ[illegible] મમતામા અને અહાર

રમ્યા કરે છે! એમા વળી છોકરો ના પાડે તોય કામ કરે, એવા સસારરસીયા હોય છે આ બધી વયના જીવનો અગેની વાત થઈ

## હવે બીજી અપેક્ષાએ જીવનો અગે જુઓ

મિત્રોમા પતિ–પત્નીના જીવનમા એવો આદર્શ હોવો જોઇએ કે પ્રેમ મોહના ઘરનો નહિ પણ ધર્મના સહચારીપણાનો જોઇએ એટને એક બીજાના આત્મહિતનુ મુખ્ય ધ્યાન રાખવુ ઘરે પોતાની સ્વાર્થલાલસા ખાતર સામાના આત્મહિતનું નુકશાન ન થવુ જોઇએ વાત્સલ્ય–સ્નેહભાવ વગેરે જે થાય તે બધુ પરલોકમા આત્મહિત થવાની મહાન શુભેચ્છાથી થાય, અને તેય આત્મહિતને અનુકુળ થાય એ રીતે થવુ જોઇએ તેમ ભલે કુટુબમા આપણે મોટા હોઇએ તો પણ સેવા કરવાના કોડ અને ઉદ્યમ જોઇએ ઘણાને સેવા લેવાનો આદર્શ હોય છે 'કેમ બીજાઓ આપણી સેવા કરે,' એવી અભિલાષા વર્તે છે ત્યારે ઉચ્ચ જીવનવાળાને એમ થાય કે "હુ બીજાની સેવા ક્યારે કરૂ !"

આજ્ઞા ઝીલનાર અને આજ્ઞા કરનારના આદર્શ વિચારતા એ વસ્તુ ધ્યાનમા કે આજ્ઞાપાલકને આદર્શ એ હોય કે 'મારે આજ્ઞાકિતતાની પરાકાષ્ઠાએ પહોચવાનુ' પછી એણે તેના માટે વિનય, મર્યાદા, લઘુતા, ભક્તિ, બહુમાન વગેરે આદર્શરૂપે કરવાના આજ્ઞાકિતપણારૂપી દેહના એ અલકાર છે. અલકાર વિના દેહ ન શોભે શ્રી ગૌતમસ્વામી મહારાજ આદર્શ આજ્ઞાપાલક હતા ત્યારે આજ્ઞા કરનારને તો વળી વિશેષ સાવધાન રહેવાનુ છે આજ્ઞાકારકતાના આદર્શ પાછળ મોટી જવાબદારી છે માટે હમેશા સામાની સ્થિતિ જોઇને આજ્ઞા કરવી જોઇએ સામાની શક્તિ ન હોય તેથી વધુ ઝીલી ન શકતો હોય, પણ દાનત સાફ હોય, તો તેના પ્રત્યે રહેમ નજર રાખવી જોઇએ આજે તો હાથમાં

સત્તા આવે તો ઓર્ડિનન્સ ઉપર ઓર્ડિનન્સ કાઢવા જોઇએ છે પણ ખબર નથી કે એમ હુકમો કાઢવાથી કિંમત શું રહે ? આજ્ઞા કરતા પહેલા બીજાની પરિસ્થિતિની દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ.

(૧) 'સામાએ મારૂ માયન્યુ કે નહિ' તે નહિ જોવાનુ પણ ન માચવી શકવામા કારણભૂત તેની શુ સ્થિતિ હતી' તે જોવાનુ પછી

(૨) એની એ સ્થિતિને વત્સલતા અને સહૃદયતાવી સુવારવાની તેમ

(૩) પ્રેમસહિષ્ણુતાને ખૂબ કેળવવાના પોતાનુ અપમાન કે નુકશાન ગને તે થતુ હોય, પણ સહનશીલતા અને સ્નેહાળતા નહિ ગુમાવવાની

સંયુક્ત કુટુંબથી લોકમા આબરૂ વધે છે, એક બીજાને હૂંફ રહે છે, એક બીજાના ધર્મ મા સહાયક વવાય છે પણ એ બધુ તો ટકે કે જો આજ્ઞાકારક વડિલ સહન કરવામા પાછી પાની ન કરે, અને કુટુંબીને અસમાધિ, દુર્ધ્યાન ન થાય એની ખાસ મુખ્ય ચીવટ રાખે

વેપારી ઉદાર બને, અને નોકર નિમકહલાલ —વેપારીનો આદર્શ એ છે કે પોતાનામા ન્યાયસપન્નતા અને સહૃદયતાની ઉચ્ચ કક્ષા આવે આ માટે લક્ષ્મીના પ્રલોભનો દૂર કરી પ્રમાણિકતા અને વ્યાજબીપણાનુ વો ણ ટકાવી રાખવુ ઘ તેમ સહૃદયી બનવા દુખી ગ્રાહકને મદદ કરે સાધર્મી વેપારી બજારમા તૂટી જતો હોય તો તેને મદદ આપી ઉભો રાખે આવો આદર્શ વેપારીમા હોવો જોઇએ

<u>વસ્તુપાલની વફાદારી —</u>

'પ્રાણાન્તે પણ નિમકહરામ'

નિમકહલાલી ન ગુમાવવાનો જોઈએ વસ્તુપાલ-તેજપાલ વીરધવલ રાજાની મંત્રીપણાની નોકરીમાં હતા તેજપાલની પત્ની અનુપમાદેવી એકવાર મુનિને વહોરાવતા હતા, ત્યાં પાતરૂં બહારની બાજુએ ખરડાયું તે અનુપમા પોતાની સાડીના પાલવથી લૂછી નાખે છે મુનિ નિષેધ કરે છે ત્યારે અનુપમા કહે છે કે "ભગવંત! અરિહંત સરખા દેવ, આપ જેવા ગુરુ, જૈન જેવો ધર્મ અને રાજા વીરધવળ સરખા સ્વામી મળ્યા હોય, ત્યાં શી કમીના હોય? પાતરૂં કરતા સાડી શી વિસાતમાં હતી?" શું આ? રાજા પ્રત્યે વફાદારી, રાજાની ગેરહાજરીમાંય એની કૃતજ્ઞતા માનવાની એનું પરિણામ કેટલું બધું સુંદર! રાજા વિરધવલ જોગાજોગ પરીક્ષા કરવા માટે સંન્યાસીના વેશમાં ત્યાં આવી ઉભેલો દુર્જનોએ તો એને એવું ભળાવ્યું હતું કે 'આ વસ્તુપાલ તમને એઠાં ભોજનનો થાળ મોકલે છે એ નિમકહરામ છે' પણ અહીં રાજાએ જુદું જ ભાળ્યું એને થયું કે પરોક્ષમાં સ્વેચ્છાથી આવી ગુણકદર કરતા હોય, એ વળી એવું નીચ કાર્ય કરે? નહિ જ એ તો મહાન વફાદાર છે વફાદારી માટે અવસરે બહુ ખામોશ ધરવી પડે છે એક પ્રસંગ જુઓ

<u>વફાદારીના આદર્શ ઉપર મુનિમનું દૃષ્ટાન્ત —</u>

એક નગરમાં એક શેઠ પોતાના મુનિમને કહે છે કે 'જાઓ, દિલ્હી જઈ આટલો આટલો માલ વેચી આવો ને આટલી ખરીદી કરી આવો એમાં જુઓ, આટલા હીરા, આટલા માણેક, પન્ના, નીલમ, મોતી આટલું આટલું અને આવું આવું ખાસ ખરીદી લાવવાનું છે' મુનિમ તૈયાર થઈ ગયો ગાડી આવી ગઈ પાછા શેઠ ભલામણ કરે છે 'જો જો હો આ હીરામાં છાટ ન આવે, માણેક ઉંચી જાતનું લેવાનું છે, મોતી પાણીદાર અને મોટા જોઈએ' મુનિમ કંટાળે છે, તોય શેઠનું લેક્ચર અટકતું નથી પણ થાય શું?

કલ્પનામાં ન હોય એવા સંયોગ હોઇ શકે છે ત્યાં શેઠની શિખામણ શું કામ લાગે? એમ વર્તવાથી તો ઉલટું નુકશાન આવીનેય ઉભું રહે. શિખામણ દેનારે આ ધ્યાનમાં નાખવું જરૂરી છે કે થોડુંક સામાની અક્કલ પર છોડવું જોઇએ, જો એને સમજીને કોઇપણ જવાબદારી આપણે સોંપતા હોઇએ તો અને આપણને જો એમ જ લાગે કે 'એને અક્ષરે અક્ષર શિખવ્યા વિના એ કાર્ય નહિ કરી શકે' તો તો જવાબદારીભર્યું કાર્ય સોંપવામાં જોખમ છે કેમકે જો સંયોગ જુદા જ નીકળ્યા, તો એ અણુજ 'સોના એકનો સાઠ' નહિ પણ 'સોના સાઠ' કરશે

મોહની ક્રૂરતા ગુસ્સો કેવું ભાન ભૂલાવે છે! —

મુનિમ બોલીને તો ગયો, પણ શેઠને એના એ વચન પર બહુ ગુસ્સો ચઢયો મનને થયું કે 'આ મુનિમ આવો ઉદ્ધત? આવો નાદાન? મારૂં આવું અપમાન કરે? શું મેં બધી શિખામણ આપી તે એની આગળ ધાસ કાપ્યું? એ મૂખે એટલું ય ન જોયું કે પોતે કોણ અને શેઠ કોણ? બે બદામનો એ માણસ અને આટલો મિજાજ? ત્યારે હુંય હવે એને બતાવું છું કે ઉદ્ધતાઈ સસ્તી છે કે મોંઘી ભલે તેટલું લાખ રૂપિયાનું સારૂ કામ એવા માણસો કરતા હોય તોય એની કાંઇ કિંમત નથી, જો આવી ભયંકર નાગાઈ કરે છે એવાઓને તો સખ્ત નશીયત, કડક સજા થવી જોઇએ તે હવે મારા હાથે નહિ પણ દિલ્હીના બાદશાહના હાથે થશે' શેઠ આગળ-પાછળનું બધું ભૂલી ગયા અને ગરીબ માણસના ઉપર કડક સજા લાવવા તૈયાર થઈ ગયા વિચારો કે ગુસ્સો કેવી ભયંકર ચીજ છે, અહંકાર જીવને કેવો નમાવે છે! હવે,

પ્ર૦—પૂછોને કે મુનિમ આવું બોલનારો એ ગરીબ શાનો?

ઉ૦—ગરીબ એની આર્થિક પરિસ્થિતિનો છે, સેવકભાવનો ગરીબ છે બાકી માણસને બહુ અકળાવવામાં આવે તો સ્વાભાવિક

બિલાડાની ભેટ પર બાદશાહ શુ કરે છે ? —

શેઠના નદેશા મુજબ મુનિમે થાળમા ઝવેરાત સાથે બિલાડી બાદશાહની આગળ ભેટ કરી પોતાની ઓળખ આપી, અને સલામ ભરી જતા જતા પોતાનુ દુકાનનુ સર નામુ આપ્યું એટલા માટે કે બાદશાહના મનમા આવે અને કાઈ ઝવેરાત ખરીદવુ હોય તો ઝટ પોતાને બોલાવે ત્યારે બાદશાહની ખરીદીમા લાભનુ પૂછવું જ શુ ? કહો મુનિમ કેવો ભોળો છે ? પણ એને ક્યા ખબર છે કે આ તારુ જ આપેલુ સરનામુ તને જ ખતરનાક નીવડશે આ જગતની પ્રવૃત્તિઓ કે પદાર્થોના કાઇ ભરોસા છે કે એ મારા જ નીવડશે ? ઉદ્દેશ કાઇ હોય અને નીવડે બીજુ જ ! માટે જ જ્ઞાનીઓ એના ઉપર વિશ્વાસ ધરવાની ના પાડે છે એના ધોરણે ચાલવાની મનાઇ કરે છે મુનિમ તો ભેટ કરી બાદશાહના મુખની પ્રસન્નતા જોઇ ખુશી થતો થતો મુકામે આવ્યો એ હવે આશામા તણાય છે કે મ ભર છે બાદશાહ ઝવેરાતની ખરીદી માટે બોલાવે એમા વળી થોડી વાર પછી બાદશાહના સિપાઇ નામ લેતા મુનિમના મુકામે આવ્યા ઝરુખામા બેઠેલો મુનિમ તો ખુશી ખુશી થઈ ગયો 'વાહ ! ચાલો ઠીક થયુ આશા ફળી ' ત્યારે શુ ખરેખર આશા ફળી ? ના રે ના, એ તો સિપાઇઓ નીચેથી જ ગુસ્સાથી લાલચોળ થઇને મુનિમને ધમકાવવા લાગ્યા 'બેવકૂફ ! ઐસા કામ કરતા હય ? ઉઠ અબ તેરા મોત આ ચૂકા હૈ નામદારકા હુકમ હૈ, તુઝે માર ડાલના.' મુનિમ તો ગભરાઇ જ ગયો ! એકવાર તો એના હોશકોશ જ ઉડી ગયા ! મોતનુ નામ સાભળીને ઉડી જ જાયને ? પણ હિમત ભેગી કરી પૂછે છે, 'પણ છે શું ?' પેલા ધમધમે છે 'ક્યા પૂછતા હૈ ? જગતકે બાદશાહ કો દરબાર કે બિચ બિલાડી મે બાલ ભેટ કરનેકા કામ, કાળા કામ કીયા હૈ ? ઉઠ, ચલ અબ તેરે કો માર દેનેમ હૈ " વાત એમ બની હતી કે મુનિમના ગયા

જે ભેટ આપવા જવાનું મન થાય નહિતર તો એ ભેટજ આપવા જાય શાનો?" શેઠ એને આવી મજા સુધી પહોંચાડવા તૈયાર થઈ ગયા આમા મુનિમની પણ કસૂર છે અકળાઇને કે અભિમાનમા તણાઈને કાંઇ આડુઅવળુ બોલી-બાકી નાખતા પહેલા જરા વિચાર કરવાની જરૂર છે કે હુ આ કોની આગળ બોલુ છુ અને શુ બોલુ છુ? કદાચ એનુ કેવુ ક ખરાબ પરિણામ આવે! એમ બોલી નાખવામા તો અનેક અનર્થો નીપજ્યાના અપાર દૃષ્ટાન્તો જોવા મળે છે બોલીને બોલવા પૂર્વે તોલવા જોઇએ માણસ મહાન બને છે તે બોલતા પહેલા બોલને તોલવાની આવડત ઉપર બોલતા ભાન ન રહે તો તો પોતાનુ બીજુ બધુય સારૂ એ ઉતાવળીયા હલકા બોલની નીચે એવુ ઢંકાઈ જાય છે કે જશને બદલે અપજશ મળે છે, લાભને બદલે નુકશાની થાય છે ભૂલરો નહિ કે બોલતા પહેલા થોડુ વિચારી લેવાનુ સસ્તુ છે, ત્યારે બોલી નાખવાની ઉતાવળ મહામોંઘી છે એની પાછળ પશ્ચાત્તાપ અને નુકશાનીના નાણા ઘણા ચૂકવવા પડે

શેઠનો તુસ્ખો બનાવટી બિલાડી—શેઠે ભેટ માટે એક મખમલની બિલાડી બરાબર દેખાવડી, જોતા દિલ ઠરે એવી બિલાડી તૈયાર કરાવી એક અજાણ્યા માણસને આપી, મુનિમ પાસે મોકલી કહેવરાવ્યું કે 'એક થાળમા ઝવેરાત અને આ બિલાડી મૂકી બાદશાહને ભેટ કરજો' માણસ તો ભોળેભાવે લઇને ઉપડયો દિલ્હી જઇને મુનિમને તે આપી, શેઠનો સંદેશો કહ્યો. મુનિમને પણ જોતા આશ્ચર્ય થયુ કે 'ઝવેરાત તો ઠીક, પણ બિલાડી ભેટ? હોય, બિલાડી છે તો સારી ચાલો બાદશાહના લડકાને રમવા ચાલશે કે કયાક શોભા કરવા ચાલશે ગમે તેમ, પણ આપણે તો માલિકનો હુકમ બજાવવો' નોકરના આદર્શને બરાબર સાચવનારો એ છે

<u>બિલાડાની ભેટ પર બાદશાહ શું કહે છે? —</u>

શેઠના નદેશા મુજબ મુનિમે બાગમા ઝવેરાત સાથે બિલાડી બાદશાહની આગળ ભેટ કરી પોતાની ઓળખ આપી, અને સલામ ભરી જતા જતા પોતાનુ દિલ્હીનુ સરનામુ આપ્યું એટલા માટે કે બાદશાહના મનમા આવે અને કાંઈ ઝવેરાત ખરીદવુ હોય તો ઝટ પોતાને બોલાવે ત્યારે બાદશાહની ખરીદીના લાભનુ પૂછવુ જ શુ? કહો મુનિમ કેવો ભોળો છે? પણ એને ક્યા ખબર છે કે આ તારૂ જ આપેલુ સરનામુ તને જ ખતરનાક નીવડશે આ જગતની પ્રવૃત્તિઓ કે પદાર્થોના કાંઈ ભરોસા છે કે એ મારા જ નીવડે! ધારેલ કાંઈ હોય અને નીવડે બીજ જ! માટે જ જ્ઞાનીઓ એના ઉપર વિશ્વાસ ધરવાની ના પાડે છે એના ધોરણે ચાલવાની મનાઇ કરે છે મુનિમ તો ભેટ કરી બાદશાહના મુખની પ્રસન્નતા જોઇ ખુશી થતો થતો મુકામે આવ્યો એ હવે આશામા તણાય છે કે સંભવ છે બાદશાહ ઝવેરાતની ખરીદી માટે બોલાવે એમા વળી થોડી વાર પછી બાદશાહના સિપાઇ નામ લેતા મુનિમના મુકામે આવ્યા ઝરુખામા બેઠેલો મુનિમ તો ખુશી ખુશી થઈ ગયો 'વાહ! ચાલો ઠીક થયુ આશા ફળી' ત્યારે શું ખરેખર આશા ફળી? ના રે ના, એ તો સિપાઇઓ નીચેથી જ ગુસ્સાથી લાલચોળ થઇને મુનિમને ધમકાવવા લાગ્યા 'બેવકૂફ! એસા કામ કરતા હય? ઉઠ અબ તેરા મોત આ ચૂકા હૈ નામદારકા હુકમ હૈ, તુઝે માર ડાલના.' મુનિમ તો ગભરાઇ જ ગયો! એકવાર તો એના હોશકોશ જ ઉડી ગયા! મોતનુ નામ સાંભળીને ઉડી જ જાયને? પણ હિંમત ભેગી કરી પૂછે છે, 'પણ છે શું?' પેલા ધમધમે છે 'ક્યા પૂછતા હૈ? જગતકે બાદશાહ કે દરબાર કે બિચ બિલાડી મે બાલ ભેટ કરનેકા કામ કાળા કામ કીયા હૈ? ઉઠ, ચલ અબ તેરે કો માર દેનેકા હૈ" વાત એમ બની હતી કે મુનિમના ગયા

પછી બાદશાહને કૌતુક થયું તે બનાવટી બિલાડીનુ મખમલ ચીર્યું ત્યા તો એમા ઠાંસીને ભરેલા માણસના માથાના કાતરેલા વાળ બહાર નીકળી આવ્યા થાળમા વાળ વાળ થઈ ગયા ભર્યા દરબારમા આ બનાવથી બાદશાહને લજવાવા જેવુ લાગ્યું તેથી તરત જ હુકમ કર્યો કે 'જાઓ, એ મુનિમને ગરદને મારો' એટલે સિપાઈઓ દોડતા આવ્યા

આવેશ! મુનિમની ચતુરાઇ —અહીં એ જોવાનુ છે કે શેઠે તો માત્ર થોડી શિક્ષાની અપેક્ષા રાખી હશે, પણ અહીં તો મુનિમના માથે મોત ભમતુ થયુ! ત્યારે એ સાવધાન રહેવાનુ છે કે કોઈના પર દ્વેષથી એને કાઇક તકલીફ પહોચાડવા આપણે જ્યા જઇએ છીએ ત્યા આવુ કાઇક ભયકર પરિણામ આવીને ન ઉભુ રહે નહિતર પછી 'મા મને ઢાઢીમાથી કાઢ' જેવુ થાય, પસ્તાવાનો પાર ન રહે શેઠને કયા એ વિચારજ હતો? એ તો આવેશમા આવીને વાળની બિલાડી ભેટ કરવા મોકલી આપીxxxxxxઆવેશ બહુ ભૂડી ચીજ છે. આવેશમા તણાઇ જવાથી મહાનુકશાન નીપજે છે

ક્રોધના આવેશમા શ્રેણિકે ચેલણાને અસતી જાણી એના મહેલને બાળી નાખવાનુ અભયકુમારને કહ્યુ પછી પ્રભુ પાસેથી એને મહાસતી જાણવાથી ભારે પસ્તાવો અને દોડાદોડ કરવી પડી!

ત્યારે કોણિકને, માનના આવેશથી પિતા શ્રેણિકને જેલમા પૂર્યા પછી પિતાનો આપઘાત દેખી ભારે પશ્ચાતાપ થયો!

લોભના આવેશમા ચક્રવર્તી સુભૂમે લવણસમુદ્રમા વિમાન, પરિવાર અને પોતાના પ્રાણ પણ ખોયા!

માયાના આવેશના આક્ષેપ કરવાથી ધર્મી એવી પણ સોનાઇને પરભવ દુ શીલતા ચોરીના ભયકર આળ આવ્યા!

નહિ માનતી સીતાને છેવટે પાછી સોપનારાય ઇરાદાવાળા

બનેલા રાવણને ખુમારીના આવેશે બીજા દિવસના કરેલા યુદ્ધે ખતમ કરી નાખ્યો

કૌતુકના આવેશથી કુમકુમવાળા હાથે ઉપાડેલા ઇંડાનો વર્ણ પલટાઈ ગયો, મેનલી ગોક કરવા લાગી પરિણામે જે પાપ બંધાયું તેથી રુક્મિણીને પુત્રરત્ન પ્રદ્યુમ્નનો સોળ વરસનો વિયોગ થયો

ત્યારે કામના આવેશમાં ઇલાચીપુત્ર, ચિલાતીપુત્ર, નદુનેમિ, સિંહગુફાવાસી મુનિ વગેરે પસ્તાવાના અનેક દાખલા છે. તેમ ચીનાજી રુકમિ બ્રહ્મદત્ત ચક્રી વગેરેના નરકાદિ દુખના પરિણામ પ્રસિદ્ધ છે

માટે જ કામ ક્રોધ, લોભ વગેરે કોઈમાંય આવેશ નાખવા જેવા નથી, કે આવેશથી આવળીયુ કરવાની જરૂર નહિ, એમાં ડહાપણ નહિ, કલ્યાણ નહિ —xxx

મુનિમ કળી ગયો જરૂર બાદશાહે બિલાડાને ખુલ્લો કર્યો હશે એનાથી વાળ નીકળ્યા હશે' ત્યારે શેઠને આવુ મોકલવાનું કારણ શુ એ પણ એના મનમાં આવી ગયુ 'ખેર, હવે ફિકર નહિ, શેઠે તો મને શિક્ષા કરવા માટે આટલી હદ સુધી તાકડો રચ્યો છે, પણ મારાથી એવુ ન કરાય કે જેથી શેઠને હાનિ પહોંચે આમેય મે કહ્યુ તો છેજ કે શેઠની શિખામણ આપા સુધી, તેથી આપા બહાર મારી અક્કલ કામે લગાડવી જ જોઈએ તે એવી લગાઉં કે શેઠ પ્રત્યેનો મારી વફાદારીનો આદર્શ અભગ્ન-અખંડિત રહે"

આ બધો વિચાર કરી મુનિમ તે સિપાઈઓને હસીને કહે છે કે "યુજી ઐસે મરનેકો તો હમ તૈયાર હૈ" મુનિમને લઈ ચાલ્યા પૂછે છે "બોલ તેરી છેલ્લી ઈચ્છા કયા હૈ?" મુનિમ કહે

છે, "વહ બાલ હમેરી છાતી પર રખ કરકે મરના હૈ ઐસા બન સકે? તબ તો જલદી મરનેકી હમેરી ઇચ્છા હૈ ચલો અબ દેરી મત કરો "

સિપાઇઓ આ જોઈ જરા આશ્ચર્ય પામી ગયા વધસ્થાને એને લઈ જાય છે પણ એમ થયું કે 'આ તે કેવો માણસ? બચવાનો જરાય પ્રયત્ન કે વિચાર પણ નથી કરતો અને ઉપરથી કહે છે કે મારે વહેલા મરવુ છે હશે એને મારવા પહેલા એની ઇચ્છા પૂરી કરો'-તેથી એક સિપાઈ ગયો બાદશાહ પાસે, અને વાત કરી બાદશાહને પણ કૌતુક થયુ, એટલે મુનિમને ત્યાં બોલાવી મ ગાવ્યો, અને એનુ કારણ પૂછ્યુ

મુનિમ કહે છે 'અબ જહાપનાહ, માફ કીજીયે ખુશામા કરનેમે હમકો એક બડા લાભ જો મીલતા હૈ, વહ ચલા જાયગા. અબ તો વહ બાલ દીજીએ, ઔર આપકી આજ્ઞા અખડિત રહને દીજીએ."

બાદશાહ કહે છે 'યહ તો સબ ઠીક હૈ, લેકિન બતલા દે કયા લાભ હૈ"

'સાબ! બડે બડે રાજાઓકી ભી આપ બાદશાહ સલામતકી બેઅદબી કરનેકી કોઈ ગુન્જાયશ નહિ, તો મેરે શેઠકી ક્યા મગદૂર હૈ? અસલમે બાત ઐસી હૈ કિ હમેરે શેઠ એક દફે ગીરનારકી ગુફામે ગયે થે વહા એક યોગિરાજકી આગે ખડી સેવા પ્રાર્થના કી યોગીલોકને ખુશ હોકર અપની જટાઓ કે યહ બાલ દીએ બસ પીછે તો પૂછનાહિ ક્યા? શેઠને બાલ લાકર ટ્મન-તિજોરીમે રખ દીએ તબસે શેઠકી લક્ષ્મી બહુત બઢને લગી પીછે હમ દિલ્હિ આતે થે શેઠકો બાદશાહ સલામત ચિરજીવ રહે, ઔર પ્રજાકો પાલનેકે લીયે ખજાના બઢે, ઐસા બિચાર હુઆ ઈસ વાસ્તે બિચારે કે રૂપમે યહ ભેટ કી અસલ તો ખજાને મે યહ રખને

યોગ્ય થા લેકિન આજ હમારા સદ્ભાગ્ય હૈ કિ હમ ફાંસી પર લટક મરેંગે તો હમારા સ્વર્ગલોકમેં વાસ હો જાયગા ઐસા મહાપવિત્ર બાલકે મરકમેં મૃત્યુ કહાંસે મીલે! ' બોલતા બોલતા મુનિમની આંખમા આંસુ આવ્યા

મુનિમની આ વાત, એની સહજ મરવાની તૈયારી જોઈ બાદશાહને એટલી બધી ગળે બેસી ગઈ કે મુનિમને છૂટો કરી વાળ ખજાનામાં રખાવ્યા મુનિમ સીધો વેપાર પતાવી દેશમા પાછો આવ્યો ત્યા શેઠ અચંબો પામ્યો કે 'આ બચ્યો શી રીતે?' મુનિમે ખુલાસો કર્યો અને શેઠે કબૂલ કર્યું કે 'વાત સાચી, શેઠની શિખામણ ઝાંપ સુધી. આગળ તો પોતાની અક્કલ કામ લાગે'

દેવગુરુ અને ધર્મની પ્રાપ્તિ, અનંત પુણ્યોદયે થાય છે — પૂર્વે જૈનપણાની છાપ જ એવી હતી કે જૈન કયાય બહાર ગયો હોય તો 'પોતે રાત્રે નથી ખાતો,' એવુ ત્યા બીજાના ઘેર પણ કહેવાનુ ન હોય જૈન એટલે રાત્રે નજ ખાય' એવુ બીજાઓ પણ સમજી જ જતા આજે તો રાત્રે ખાવાનો મેનીયા ચાલી પડ્યો છે! પાછી એની અફસોસી ચાલી ગઈ છે! તેથી હવે સસ્કારી જૈનને બીજા જૈનને ઘેર ગયો હોય તો આગળથી કહેવુ પડે છે કે 'હુ રાત્રે નથી જમતો' વિચારવુ જોઈએ છે કે આટલુ ન પાળે તો જૈનતત્વના મોટા આદર્શ કયા સચવાશે? આદર્શ તો ત્યા સુધીનો રાખવાનો છે કે "આરૂ ચાલે ત્યાસુધી મારા મન, વચન, ને કાયા એને સમર્પિત કરી દઉં જો હુ ગુરુનો ભક્ત છુ તો મારૂ ચાલે ત્યાસુધી મારા આત્મામા તેમને ગોઠવી દઉં. જો જનધર્મને હુ અમૂલ્ય સમજુ છુ, તો મારા વાણી, વિચાર અને વર્તાવ એકલા ધર્મમય થઈ જાય, એવુ કરૂ " દેવગુરુધર્મ જેવા તેવા નથી, ગુણે કરી જગતમા સર્વ શ્રેષ્ઠ છે, ઉપકારક દૃષ્ટિએ અનંત ઉપકાર કરનારા છે એવા ગુણનિધિ

અને ઉપકારી દેવગુરુધર્મ પ્રાપ્ત થવા એ અનંત પુણ્યોદયની નિશાનિ છે જ્યાં એ ઉચા ખ્યાલ નથી, જ્યાં એમાં એકમેક થઈ જવાના પવિત્ર ઉચા આદર્શ નથી, ત્યાં બેદરકારી, ઉડાઉગિરી, દેવાળીયાપણું અને નાયકાગલાપણું હોય એમાં શી નવાઈ ?

ઉચ્ચ આદર્શો ચુકવા ન જોઇએ આર્ય આત્માઓ—બરાબર યાદ રાખી લો કે જેટલા પ્રમાણમાં આદર્શ પવિત્ર અને ઉચા, તેટલું જીવન સુન્દર અને પુરુષાર્થ ધગશવાળો દુનિયામાં ખાના-પીનાનું મળે વસ્ત્ર-આબરૂ મળે, તે મોટી વાત નથી, તે તો હલકા જીવનેય મળે છે પાછી તે નસીબ પ્રમાણેજ મળનારી વસ્તુ છે તો આપણે પવિત્ર આદર્શ ચુકવા ન જોઇએ

હમેશા પવિત્ર આદર્શ આંખ સામે રાખ્યા કરો તે પણ ઉચ્ચ કોટિના રાખો એવું ઘડતર કરો - દરેક પ્રવૃત્તિ કોઇને કોઇ ઉચ્ચ આદર્શવાળી હોય દા ત ભોજનની ક્રિયામાં એ આદર્શ રખાય કે જેમ કાકંદીના ધન્નાએ છઠ્ઠને ઉપવાસને પારણે તદ્દન નીરસ, સુક્કા અને લુખ્ખા આહાર વખતે આત્મામાં જરાય દુભામણ કરવાની તો વાતજ નહિ, પણ શુભ અધ્યવસાયની વિચારધારાને દિન પ્રતિદિન વધતી રાખી, તે પ્રમાણે હું ક્યારે બનું ! કોઈ રાગ કે કોઇ દ્વેષ ન થતા, અરે એની ચિંતવનાય નહિ એવી રીતે સહજ ભાવે ભોજન પતી જાય એવો ભોજન કરનારો કેમ બનું ! આના આવા ઉચ્ચ આદર્શો બીજી બીજી ક્રિયાઓમાં રાખવા જોઇએ અનેક બાબતોમાં આપણે ત્યાં આદર્શ આત્માઓ થઇ ગયા છે, નિરભિમાની તો નદિષેણમુનિ ! તપસ્વી તો લાખ વર્ષના માસખમણી નંદનઋષિ ! વૈયાવચ્ચી તો ભરત બાહુબલના પૂર્વભવે જીવો ! અભિગ્રહી તો ધન્નો અણગાર ! વિરાગી તો ભરતચક્રી ! દયાળુ તો મેઘરથ ! સહિષ્ણુ અને ક્ષમા-

શીલ તો ચારિત્રી વીરવિભુ! વિનીતજ્ઞાની તો ગૌતમસ્વામી! ત્યાગી તો શાલિભદ્ર' આપણને એમ થાય કે હુ આવો ક્યારે થઉં

અવતી સુકુમાળને દેવતાઇ સુખ આગળ વર્તમાન સુખ તુચ્છ જેવુ લાગ્યુ —અવતીસુકુમાલ આવા એક આદર્શ સાધક હતા પૂર્વના દેવતાઇ સમૃદ્ધ જીવન આગળ એમને વર્તમાન શ્રીમત જીવન પણ તુચ્છ જેવુ લાગ્યુ 'તુચ્છમા લીન થવા કરતા સયમ કા ન લઉં', એવા આદર્શચિંતક બન્યા એવા એમનુ જીવન ટૂકમા જોઇએ ઘણું શીખવા મળશે

અવતીસુકુમાલનુ ભવ્ય કથાનક —

વિનાના પણ ચારિત્રમાર્ગે સંચરવું કઠીન થઈ પડયું છે, કેમ ખરુ ને? માટે જીવનના ઉચ્ચ આદર્શ નક્કી કરો

અવંતીસુકુમાલ કયારે થયા? —આજથી બે હજાર વર્ષ પૂર્વેનો શ્રી મહાવીરપ્રભુની નજીકનો એ કાળ ત્યારે આર્યભૂમિ કરોડો જૈનોથી વસેલી હતી, અને લાખો મુનિપુંગવોથી પાવન થઇ રહી હતી જૈનસંઘના શિરછત્ર પ્રભાવક આચાર્ય ભગવંતો આર્ય મહાગિરિ મહારાજ અને આર્ય સુહસ્તિ મહારાજ શિષ્ય પરિવાર સાથે વિહાર કરતા કરતા એકવાર ઉજ્જયિની નગરીમા આવી પહોંચ્યા મુકામ કરવા માટે આગળથી વસતિની ગવેષણા અર્થે એ શિષ્યોને નગરમા મોકલ્યા તેઓ ભદ્રામાતાના ઘેર આવે છે એટલે કે અવંતીસુકુમાલના ઘેર ભદ્રા તેમની માતા છે ને?

આચાર્ય ભગવંત શ્રી આર્યસુહસ્તિ મહારાજનુ આગમન—સાધુ મહારાજે ત્યાં ધર્મલાભ કહ્યો ભદ્રા શેઠાણી ઉભા થઇ નમન વંદન કરી આવકાર આપે છે, 'પધારો ભગવંત! લાભ આપો આપ કયા પ્રાતઃસ્મરણીય મહાન ગુરુના શિષ્ય છો? ખાસ કયા કારણે આપશ્રીનું અત્રે આવવુ થયું છે તે ફરમાવો' ભદ્રાના કેવા સુંદર અને વિવેકી બોલ છે?

"હે શ્રાવિકા! અમે સૂરીશ્વરજી શ્રી આર્યસુહસ્તિ મહારાજના શિષ્યો છીએ, અને વસતિની ગવેષણા અર્થે આવ્યા છીએ" મુનિઓએ ઉત્તર કર્યો

"અહો! આચાર્ય ભગવંતને મુનિગણ સાથે રહેવાનું સ્થાન જોઇએ છે અને એ લાભ લેવાનું મને ઘેર બેઠે મળી રહ્યુ છે! કેવા મારા અહોભાગ્ય?" એ વિચારે ભદ્રામાતા ખુશી ખુશી થઈ જઈ હરખભેર કહે છે કે 'મારે ત્યાં ગુરુદેવ શ્રી આર્યસુહસ્તિ મહારાજના પગલા એ તો કલ્પવૃક્ષની પધરામણી, કામધેનુનું આગમન અને ચિંતામણિ રત્નની પ્રાપ્તિ ગણાય! એ પ્રાપ્તિ ઝંખતાય કયાથી

થાય ? પ્રભુ ! અમારી પાસે પ્રાસુક વિશાલ વાહનશાળા છે એમા આપ આનદથી ઉતરો તેમા આપ ખુશીથી પધારો ! એ એકાત વાળી છે, અને બીજા ત્રીજા ઉપદ્રવથી રહિત છે, સ્વાધ્યાયાદિ માટે યોગ્ય છે” આમા કેમ બહુ હર્ષ ? કારણ એ છે કે આ જગતમાનુ સાથે શુ લઈ જઈ શકાવાનુ છે ? કાઈજ નહિ માટેજ એનાથી થાય તેટલો પરમાર્થ કરવાનુ શા માટે ભૂલવુ ? જીવનના આદર્શ એવા બાધી દીધેલા છે કે શક્ય એવા આત્મિક લાભ કમાયે રાખવા

**સ્વાધ્યાયમા નલિનીગુલ્મ વિમાનનુ વર્ણન** —મુનિઓ પાછા આવ્યા, વદન કરી હકીકત કહી, તેથી આચાર્ય ભગવત ત્યા પધાર્યા સાઝે પ્રતિક્રમણ કરી પોરિસીમા સ્વાધ્યાય કરે છે કોણ કરે છે ? શાસ્ત્ર પારગામી આચાર્ય ભગવત ! આપણે ? જીવનના કર્તવ્ય પિછાણો સ્વાધ્યાયમા નલિનીગુલ્મ વિમાનનું વર્ણન આવે છે કેમ જાણે આ સ્વાધ્યાયના મધુર સ્વરોદ અવતીને મંમળાવી જાગ્રત કરવા માટે ન હોય ! બન્યું પણ એવુ આ બાજુ ભવતી-સુકુમાલ હવેલીના ઉચા સાતમે માળે બત્રીશ ની ગુલાબી ગોરીઓ સાથે આનદ-વિલાસ કરી રહ્યો છે ત્યા આચાર્ય મહારાજના સ્વાધ્યાયના શબ્દ તેના કાનમા પડ્યા જાણે એવો જાદુ થયો કે એક એક અક્ષર સાભળતા જાય છે, ચિત્ત પરોવીને સાભળે છે, ત્યા તેમને લાગ્યું કે ‘કોઇ સુધામનુ વર્ણન થાય છે જાણે તે સુધામમા હુ હમણા જ રહી આવ્યો છુ કેમકે આ જે સભળાઇ રહ્યુ છે તેમા વર્ણવાતા સુખોમાના દરેકનો મે અનુભવ કર્યો હોય એવુ લાગે છે ત્યારે કયા મે એ જોયુ ?”

**પૂર્વ ભવનુ સ્મરણ** —કુમાર શણગાર તો પોતાના ચાલુ ભોગ-વિલાસમાથી મન ઉઠાવી લે છે વાત પણ ખરી ચિત્ત જો અહીં ચોટેલુ હોય તો ખાસ સ્મરણ જે કરવુ હોય તે બરાબર થાય નહિ તેમ ચિત્ત રખાતુ હોય તોય ખાસ યાદગિરી ન

બની શકે આણે તો વર્તમાન સુખોમાંથી ચિત્તને ઉઠાવી મુનિ મહારાજના શબ્દ ઉપર એકાગ્ર કર્યું એમાં નલિનીગુલ્મ વિમાનમાં કેવી રીતે રત્નમય દિવાલો, રત્નના સ્થંભ, સિંહાસનો વગેરેની શોભા કેવી અદ્‌ભુત પ્રકારની મનોરમ વાવડીઓ, સરોવરો તથા નંદનવનના ઉપવનો, કેવી કેવી રૂપલાવણ્યભરી મદમસ્ત યુવાન સુકોમળ દેવાંગનાઓ, કેવા ગીત નૃત્યાદિના અસંખ્ય કામસુખ, ઇત્યાદિ વર્ણન ચાલતું હતું એના પર મંથન ઉહાપોહ કરતા અવંતીસુકુમાલને પોતાના જ પૂર્વભવનું આબેહૂબ સ્મરણ થયું પછી તો જાણે પ્રત્યક્ષ ત્યાંજ ઉભા ઉભા તે વિમાનમાં પોતાના સુખના ભોગવટાના સ્મરણ આંખ સામે તાજા થાય છે

એ માનવાના દરેક —થોડા જ વર્ષો પૂર્વે પોતે ત્યાં હતો, અને આમ દેવાંગનાઓ વિંટળાઈને ઉભી હતી આવી આવી સંપત્તિ હતી વૈભવ હતા નાટક-ચેટક અને ગીત નૃત્યો ચાલી રહ્યા હતા એ સુખો ક્યાં અને આ ક્યાં? એની આગળ આ બધા કેવા? બગીચા સામાન્ય ઉકરડા જેવા! માન સરોવર આગળ ગંદા ખાબોચિયાના તળાવડા જેવા! અહીં તો ખાનપાનના ભોગથી શરીરમાં મેલું ભરવાનું, ને ત્યાં કંઈ જ શરીર બગડવાનું નહિ! અહીં ખાવાની ઘણી મહેનત પાછળ પણ અજીર્ણ, ઓડકાર! ત્યાં એક કોળીયાનાય ભોજન વિના અમીના ઓડકાર! અહીં કાળા અંધારે માથું ફોડે તેવા ઈંટ ચૂનાના મકાન! ત્યાં રત્ને જડ્યા ઝગમગતા વિમાન! અહીં મળમૂત્રભરી સ્ત્રીઓ! ત્યાં દિવ્ય ગુલાબી ફૂલડા જેવી દેવાંગનાઓ! અહીં વેપાર ધંધા, રસોઈપાણી, ને કામકાજની મજુરી! ત્યાં એના વિના જ દિવ્યઋદ્ધિ, દિવ્યતૃપ્તિ, દિવ્યશક્તિઓ! વધારામાં નિરંતર ગીત, નૃત્ય ઉદ્યાનવિહાર, દેવતાઈ જલક્રીડા! કેવા આકાશપાતાલના અંતર!!

ખબર નહોતી ત્યાંસુધી એમ હતું કે અહીં કેવું સરસ મળ્યું

રહી છે કલેજાને કમકમાટી આવે તેવું તે દૃશ્ય છે આપણે વિચારવાનુ એ છે કે જો પતિ એટલે સર્વસ્વ, તો તેની પાછળ દુ ખનો પાર નથી, તેવુ આપણે શ્રી મહાવીર પ્રભુને આપણા સ્વામી, એટલે સર્વસ્વ માનતા હોઇએ, તો આજ એના વિરહનુ ભારોભાર દુ ખ રહે તેથી ગમે તેવા સાસારિક વૈભવ વિલાસના સુખમા જીવને ચેન પડે નહિ

સાસુને ખબર પડી, દુ ખનો ડુગર માથે તૂટી પડયો પછી સાસુ ને વહુઓ શોકભર્યા દિલે કથેરીના વનમા દુડતા ચાલ્યા પહોચીને જ્યા જુએ છે તો ત્યાં મડા માનુ હાડપિંજર પડયુ દેખાય છે એ જોતા જ સ્ત્રીઓને પોતાના હૃદય પર એટલો બધો તિરસ્કાર છૂટે છે કે એ બોલી ઉઠે છે

> ' હૈયા ! ફાટે કા નહિ રે, જીવી કાઈ કરેશ,
> અતરજામી વાત હો, તે તો પહોચ્યો પરદેશ રે
> હૈડા ! તું નિષ્ઠુર થયુ, પહાણ જડયુ કે લોહ,
> પ્રીટ પાપી ફાટયું નહિરે, વહાલા તણે વિછોહ

હૈયુ કેમ ફાટી ન ગયુ ? પ્રિયની આ સ્થિતિમા હે હૈડા ! હવે તારે જીવવાનુ શુ કામ છે ? હજી તુ જીવી રહ્યુ છે તે તારી નિષ્ઠુરતા છે ! તું તે પત્થરનુ બનેલુ છે કે લોઢાનુ ?" વગેરે બહુ કલ્પાત સ્ત્રીઓએ કર્યા

વિલાસમાથી નિરાગમા —આપઘાત કરી મરાય એવુ નથી તેથી હવે એક અદ્ભુત વાત નક્કી કરે છે "વહાલાએ જે ગમતુ કર્યું તેજ અમે ગમતુ કરીશુ હવે સસારમા શુ બેસી રહેવું'તું ? હવે તો દીક્ષા લઇ આત્માનુ અજવાળીશું " શુ કર્યું, આ ? શોકને વિવેકથી વૈરાગ્યમા વાળી દીધો સુજ્ઞનુ કામ એ છે કે સામે ઉભેલી મોહની લાગણીને ધર્મમા વાળી દેવી અહીંથી તમે ઘેર ગયા, ને અનુચે બાપુજી કરતો સામે આવ્યો ત્યા તમારા હૃદયમા ઉઠની

મોહની લાગણીને ધર્મની લાગણીમા ફેરવી વાળવી જોઇએ દા ત. એમ વિચારાય કે "આ પ્રતાપ મારા અરિહંત દેવની કૃપાનો છે," અથવા "મારી પ્રત્યે પ્રેમાળ આ દિકરો મારા વચનથી જો ધર્મની લાઈનમા લાગી જાય તો એનું મહા કલ્યાણ થઇ જાય અન તકાળે આટલે ઉંચે ચઢેલો એ હવે નીચે ન પડે" આવુ આવુ ઠામ ઠામ વિચારી શકાય જો દરેક લાગણીને ધર્મલાગણીમા ફેરવી દો, તો તમે અલ્પભવી થઇ જાઓ સ્ત્રીઓને દુ ખ કેટલુ બધું હતું ? કલ્પાત ગજબ ! "હે હૈડા ! તને તો કટારીયે હણી નાખુ, કે બળતે અગારે શેકી નાખુ ? સ્વામીનુ મૃ યુ જાણી ફાટી કેમ ન પડયુ ? તારો સ્નેહ જ ખોટો છે" આમ દુ ખનો સાગર ઉલટયો હતો, હૃદયમા માતો નહોતો, પણ

"વૈરાગ્યે મનવાળીયો સમજાવે તે આપ,
હૈયો હટયો હાથકર, હવે મત કરો વિલાપ "

હવે મન વૈરાગ્ય તરફ વાળી દીધુ આત્માને સમજાવી દીધુ કે 'આ વિલાપ અને આ કલ્પાતમા હૃદયને ફોગટ ખોઇ નાખવાને બદલે, હવે તો પતિએ એમના હૃદયમા જે વહાલુ કર્યુ, તેજ આપણા હૃદયમા વહાલુ કરવા દો, વસાવવા દો" કેટલીકવાર બોલાય છે ખરૂ કે 'અમને ધિક્કાર છે કે અમે સ્નેહીના ગયે છતે કેમ જીવ્યા ?' પણ જો ખરી હકીકત હૃદયમ ધ પડવાને બદલે જીવતા રહ્યાની છે, અને આપઘાત કરવામા ડહાપણ નથી લાગતુ, તો માર્ગ ત્યાગ વૈરા યનો લેવો જોઇએ, જેથી લાગે કે સ્નેહી ગયેથી સ સારમા લેશમાત્ર ગમવાનુ આપણે રાખ્યુ નથી.

મનને પાપની લાગણીમાથી ધર્મની લાગણીમા વાળવાના મહાન લાભ —આ વૈરાગ્યમા મન વાળી લેવાની વસ્તુ મહાન છે એમા ગાઢળક પુણ્યના ઉપાર્જનની અને પાપના ક્ષયની ચાવી પડી છે કોઈપણ પ્રસ ગમા જો આ ચાવી આપણી પાસે છે, અને એને

ઉપયોગમા મૂકીએ છીએ તો પાપક્ષય અને પુણ્યમુડીને આવવાના દરવાજા ખુલ્લી જાય છે આવી થોડીક આવડત જોઇએ, અને બારે ગરજ જોઈએ પછી કેમ? તો કે કોઈએ આપણને જરા ટોણો માર્યો ત્યા રોષમા ચઢતા જતા આપણા મનને સમજાવાય કે 'જો ઉતાવળુ થઈશ નહિ, આ તો આપણને ઉપકારી મળ્યો, આપણને એટુ સાવધાન કર્યા,' એમ કરી મનમા મૈત્રીભાવના અને વત્સલતા લવાય તો એ લાભમા ઉતર્યું અહીં સ્રીઓને બારે દુખનો પ્રસગ છે છતા આતરપુરુષાર્થ કરી મનને વૈરાગ્યમા વાળી લે છે ઘરે સમૃદ્ધિનો પાર નથી કોઈએ ઘરમાથી ધક્કો મારી કાઢી મૂકયા નથી પરતુ સાથેસાથ ધરેલી પતિ ઉપરની સ્નેહની લાગણી રોક એરો ઉભો કરે છે કે સમૃદ્ધિ એમને લલચાવી શકતી નથી ત્યારે માર્ગ વૈરાગ્યનો પસદ કરે છે કુટુબમાથી નીકળેલો એક આરાધક આત્મા કેવો આખા કુટુબને આરાધનાના માર્ગે ચઢાવી દે છે!! તેમ સ્રીઓ અને માતા કેવા સુયોગ્ય સ્નેહી બની રાગમાથી ત્યાગમા ચઢી જાય છે! આપણી પૂરી જાગ્રતિ હોય તો આપણે ડગલે ને પગલે હૈયામા ઉઠતી મલિન વાસનાઓને શુભ ભાવનાઓમા ફેરવી શકીએ છીએ. દુન્યવી લાગણીઓને ધર્મની લાગણીઓમા પલટાવી શકીએ જીવનવિકાસ માટેની આ મહાન વસ્તુ છે,–જ્યા વિષયોની કે કષાયના લાગણી ઉઠી કે એને પલટો ધર્મની લાગણીમા

માતાનો આર્તના૰ —સ્રીઓએ કરુણ કલ્પાતમાથી પલટો કર્યો ત્યારે જુઓ કે માતાનો કલ્પાત વળી કેવો ગજબ હતો મુનિના દેહને અગ્નિસંસ્કાર કરતા કરતા ક્ષિપ્રા નદીના કાઠે ઉભી ઉભી માતા રડે છે બળતી ચિતાને ધ્રુજતા હૃદયે જોવાથી ચક્ષુમાથી આસુનો જાણે એવો ધોધ વહી રહ્યો છે કે એથી એની કાચળી ભીની લચબચ થવાથી નીતરી રહી છે રોતા હૃદયે પુત્રવધુએ

એ કહે છે, 'અરે! મારી ભલીભોળી વહુઓ! આ કેવુ ગજબનાક અકાર્ય થયુ!!'

કવિના શબ્દોમા એ જુઓ,

"ક્ષિપ્રા તટે ઉભી રડે રે, માય ચિતા બળતી જોય,
આસુ ભીનો કંચુઓ રે, લ્હે નિચોય નિચોય,
મોરી વહુઅર! એ શુ થયુ રે અકાજ"
"એ ઘર મદિર કેહના, કેહની એ ધનરાશ
દીસે સહુએ કારમા, વિણસતા શી વાર,
મધ્યા રાગ તણી પરે, કારમો સહુ પરિવાર
બાજી બાજીગર તણી દીસતી જેમ અમૂલ
દિવસ ચારકા પેખણા, અતે ધુળકી ધૂળ
સુપનમાહી જેમ નકરો, ધન પામી હુવો રોઠ,
જાગી નિહાળી ઠીકર, ભાગ્યુ માથા હેઠ"

કવિએ રજુ કરેલુ માતાની વિચારણાનુ આ દૃશ્ય સંસારની નીતરતી અસારતા અને વિનશ્વરતાની સચોટ પ્રતીતિ કરાવી રહ્યુ છે

આ ઘર અને આ મહેલાતો કોની સમજવી? આ ધનના ઢગલા કોની માલિકીના? ઘર તો એક મુસાફરખાનું છે એમા પૂર્વજો રહી રહીને ચાલતા થયા આપણે પણ ચાલતા થવાનુ છે પછી આમા વળી બીજા કોઇ રહેવા આવશે ત્યારે ધન'પણ પૂર્વજોએ ભેગુ કરેલુ છતા એમનીય એના પર માલિકી રહી નહિ એમને આ છોડીને જવુ પડેલુ એટલે મહેલ અને ધન બનેય કોઇના કબજા હેઠળ કે કોઈના કહ્યામાં નથી છતા અજ્ઞાન જીવ એવા સ્વચ્છદી પાછળ નકામો તૂટી પડે છે, જૂઠ બોલે છે, અનીતિ આચરે છે, કલહટટા ઉપાડે છે, દેવગુરુધર્મને ભૂલે છે ખરેખર! વિવેકથી જોતા આ બધા ભયંકર ભાસે છે, યાવત્ કુટુબ પરિવાર પણ ભયકર ભાસે છે

અન તકાળે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા પાળવાની મળેલી ઉત્તમ તકને જતી કરાવે અને દુર્ગતિના કૂવામા ડૂબાડી દે એવા આ ઘરબાર, પૈસા પરિવાર ભયકર નહિ તો બીજુ શુ ? એના જેવુ ભયકર બીજુ શુ છે ? અહીં તત્કાળ મૃત્યુ કરનાર 'હળાહળ ઝેર પણ તેવુ ભયકર નથી જેવી આ મોહ પમાડનારી સામગ્રી છે પાછી એ સધ્યાના રગની માફક નાશવત છે, એટલે મોહથી વળગી રહેવા જતા પણ એ ટકવાની નથી, જીવને તરછોડવાની છે

જાદુગર માણસ ધૂળભર્યા રસ્તા ઉપર લોકને જાદુઈ નગરની કે એવી બીજી કોઈ રચના બતાવે છે જાણે એમ લાગે કે 'હવે આ ધૂળનો રસ્તો નથી રહ્યો આ તો મહાન બગીચો છે, અને એમા આ વૈભવી રચના છે' પરતુ ખરૂ જોતા માત્ર ઇન્દ્રજાળ છે, ખેલ પૂરો થતા ત્યા એમાનુ કશુ દેખાતુ નથી શુ ? ત્યા એનુ ચિહ્ન સરખુય નથી માત્ર પૂર્વની જેમ ધૂળની ધૂળ દેખાય છે તેમ આ સસારના વૈભવ એ ચાર દિવસના જાદુઇ ખેલ છે પછી આપણા માટે એ ધૂળ જ

અન તકાળથી સસારનુ સ્વરૂપ આવુ જ ચાલ્યુ આવે છે છતા મૂર્ખ જીવ સ્વપ્નની માયામા રાચે છે દા ત. કોઇ એક ગરીબડો માણસ સ્વપ્નમા મખમલના ઓશીકા પર માથુ મૂકી સુવાનુ જુએ છે એમા ઓશીકુ કેટલુ દબે છે ? એ જોવા માથુ દબાવતા માથા નીચેનુ પોતાનું ઠીકરૂ ભાગ્યું જાગીને નિહાળે છે ત્યા ગોઠાઈ તો ઉડી ગઇ, પણ ઉલટુ ભીખ માગી ખાવાનુ ઠીકરૂ પણ ભાગી ગયું તેમ માતા કહે છે કે, "આપણે એ ટી આશાઓ રાખી કે આમ આનદમા રહીશુ, આવા સન્માન પામીશુ. પણ એ બધા સ્વપ્નના તરગ હાલે આપણને જુદુ દેખાડયુ સસારની જો આવી સ્વપ્ન જેવી દશા હોય તો એને પોષવાનુ શું કામ છે ? પુત્ર વહેલો ચેત્યો, ચાલી નીકળ્યો, ને સાધી ગયો.

આપણે હવે ચેતી જઈએ અને સાધવાનું સાધી લઈએ આ જગતમાં કોઈ કોઈનું નથી અને બધુ ઈન્દ્રજાળની જેમ ફોક છે કર્મ બાજપક્ષીની જેમ જીવને ગમે ત્યા ઉંચકી જાય છે ”

માતા તથા ૩૨ સ્ત્રીઓની દીક્ષા અને સ્વર્ગ —વૈરાગ્યવતી ૩૨ સ્ત્રીઓમાથી એક ગર્ભિણી સ્ત્રીને ઘરમા રાખીને બીજી બધીએ તથા માતાએ ચારિત્ર લીધુ કઠોર ચારિત્ર પાળે છે અમનચમન અહીં નહિ હૈયુ છે કે નહિ? વર્ષો સુધી શોક બતાવનારને જો શીરાપુરી ખપે છે, તો પ્રશ્ન છે કે શોક શામા? ખરો શોક હોય તો થાય કે 'ચાલો હવે વિષયોનો, ને કષાયોનો ત્યાગ કરો' એમણે તો ચારિત્ર એવુ પાળ્યુ કે ઘોર તપશ્ચર્યા સાથે અને અનશન કરીને સમાધિમરણ પામી એ દેવલોકમા પહોચી ગયા ગર્ભિણી સ્ત્રીના જન્મેલા પુત્રે પિતાના મરણના સ્થાને અવતી પાર્શ્વનાથ ભગવાનનુ મહાન તીર્થતુલ્ય મંદિર બનાવ્યુ કાળ જતા તેની ઉપર શિવનુ લિંગ સ્થાપ્યુ અમાય સમય જતા શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજે પ્રભુસ્તુતિના શ્લોકોથી એ લિંગ તોડી, ભગવાનને પ્રગટ ર્યાં

જીવનના આદર્શની કેટલીય વસ્તુઓ અને સાથે પ્રસંગમા પ્રસિદ્ધ અવતીસુકુમાલની જીવનરૂપરેખા જોઈ છે એમાથી શક્ય એટલો આત્મબોધ લઈ જીવનને અજવાળો એ શુભેચ્છા

o

# આત્માના સૌન્દર્ય

અને

# સતી દમયંતી



મુબઈ, નમિનાથજી ઉપાશ્રયમાં
અપાયેલ જાહેર - પ્રવચન :

શ્રી અરિહંત પ્રથમ કેમ ? —પરમ ઉપકારી શ્રીજિનેશ્વરદેવ એવી સુંદર અવસ્થાને પામેલા છે, કે જેમની સુંદરતા જગતમાં સુંદરતાની પ્રભાવના કરે છે ! સિદ્ધ પરમાત્મા અરિહંતદેવ કરતાં ઉંચી સ્થિતિએ પહોંચેલા છતાં અરિહંતદેવને કેમ પ્રથમ યાદ કરીએ છીએ ? અપેક્ષાએ સિદ્ધ પરમાત્માની સુંદરતા ફક્ત તેમની પાસે રહે છે, જ્યારે અરિહંત પ્રભુ સુંદરતાની જગતમાં પ્રભાવના કરે છે ! અહીં સુંદરતા આત્માની લેવાની છે, જડની નહિ

સુંદર ગમે છે, સુંદર કહો છો, પણ શું ? —તીર્થંકરદેવે પોતાના આત્માને કેવું કેવું સૌન્દર્ય પમાડયું છે, તે વિષેનો વિસ્તાર વર્ષોવર્ષ પર્યુષણામાં પ્રભુનું જીવન સાંભળવાથી મળે છે સુંદર અવસ્થા કોઈપણ સુજ્ઞ વિવેકી આત્માને પ્રયત્નથી પ્રાપ્ત થયા વિના રહે નહિ. પણ તમને સૌન્દર્યની કે એના ઉપાયની ખબર નથી, વિવેક નથી તેથી એનો યોગ્ય પ્રયત્ન થતો નથી

(૧) સૌન્દર્ય શું હોય ? અને તેની જરૂર શા માટે ? તથા (૨) એ સૌન્દર્ય પામવાની રીત કઈ ?

આ બે વાત સમજાય એટલે એના માટે ઇચ્છા જાગે, અને પ્રયત્ન પણ કર્યા વિના રહેવાય નહિ રુચિ અને પ્રયત્ન બન્ને છે તમારામાં, પણ અફસોસ કે તે આત્માના સૌન્દર્ય માટે નહિ, કિંતુ જડ પુદ્ગલના સૌન્દર્ય માટે ! તમે મથો છો ખરા, પણ પુદ્ગલને સુંદર બનાવવા માટે હવે કહો આત્માની પરમાત્મભાવની સાથે પાટો ક્યાથી મળે ?

માનવતાના ઉંચા હોદ્દે શા માટે? —આપ કહો, સવારથી આજ સુધી આત્માને કેટલો સુંદર બનાવ્યો અને જગતને કેટલું સુંદર બનાવ્યું? કેટલા તન, મન ને ધનથી આત્મસૌંદર્ય માટેના પ્રયત્નો? ને કેટલા કાયા કુટુંબ, ઘર, દુકાન વગેરે જગતની સુંદરતા માટે? તમામ જ આત્મકલ્યાણ માટે કોઈ તમારે ઘેર ચાલીને કહેવા આવે તો તેનું કેટલું માન્યું? તેથી ઉલટું, તમારા માનેલા સંસારને સુધારવા માટે ઉપરથી તમે સામે ચાલીને કેટલું ગયા? પછી દિનના કેટલી કરી?

માનવ જીવનમાં તમારી નિમણૂક શા માટે? તમારા આત્માને સારો કરવા માટે? કે જડ જગતને સારું કરવા માટે?

સાચું સૌન્દર્ય આ—મહાસતી દમયંતીનું જીવન આત્માને સૌન્દર્યના સાચા પાઠ ભણાવે છે. આત્માનું સૌન્દર્ય શી રીતે? શું જડ પુદ્ગલને લઈને? ચામડીની કે કપડાની ઉજ્વળતાને લઈને? કે સુલાયમતાને લઈને? કે મનને તોર આપવાની શક્તિને લઈને? ના રે ના,

આત્માનું સૌન્દર્ય તો
આત્માની પોતાની જ વિશિષ્ટ ગુણાવસ્થાને લઈને છે,
હૃદયની નિર્મળતાને લઈને છે,
આત્માના ઓજસ સત્ત્વને લઈને છે,
દાન-શીલ-તપ-ભાવ-સંયમ-દયા-પરમાત્મભક્તિ વગેરે પુરૂષાર્થને લઈને છે.

એ સુંદર તેથી શું? નારા રૂપવાળુ એટલું જ ને? પણ કોઢિયા જેવું હોય તો? ત્યારે એકલા લાવણ્યને ય શું કરે જો રૂપ કાળું હોય તો! અરે ઘાટ પણ સારો હોય, આકૃતિ ગોળ હોય પણ અંગો ઢંગધડા રહિત હોય તો? એટલે? કે

પુદ્ગલની સુંદરતા માટે કેટકેટલુંય જોઇએ છે ? ત્યારે, આત્માની સુંદરતા જે અલૌકિક છે, એ માટે શું શું ન જોઇએ ?

મહાસતી દમયંતીને જગતમાં ઠેર ઠેર શત્રુ મળ્યા હતા, પણ તેની આત્મસુંદરતાએ શત્રુને મિત્ર બનાવ્યા ! તે મહાસતીના આઠ ભવ હતા. નેમનાથ પ્રભુના દેવમાનવના ભવ નવ, સમરાદિત્યના માનવ ભવ નવ, ને શ્રીપાલનાય પણ નવ ! આ દરેકના નવ નવ ! ને તમારા, અમારા ?

નળ-દમયંતીના આઠ ભવ. એમાં પ્રથમ ભવમાં આત્માનું સૌન્દર્ય પશ્ચાતાપના ગુણથી શરૂ થયું. મહાસતી દમયંતીનું જીવન જ એવું છે કે એ આપણને ઘણી જાતની આત્માની સુંદરતાનો ખ્યાલ કરાવે. પણ તે ક્યારે ? આત્માને જડના રૂપ, જડની સુંદરતા વગેરે લોભાવતા ન હોય ત્યારે. આત્મા વિચારે કે 'સૌન્દર્ય જેવું પુદ્ગલમાં તો છે જ શું ? સૌન્દર્ય જેના મારા પરમાત્માના છે, તેવા ત્રણ જગતમાં કોઇના નથી.' આત્માના સૌન્દર્યના રસિયા બનેલા આત્માને બીજું ગમતું નથી ! એ સૌન્દર્ય પ્રતિ આકર્ષાયેલા હૈયાને એ વાત સિવાય બીજે દિલ ઠરે નહિ ! આનું એક દૃષ્ટાંત જુઓ.

તીર્થંકર પરમાત્માની સુંદર પ્રતિમા હોય. એમાં તઓલ પણ એવું જ સુંદર હોય, કેવું ? રાળનો ગઠ્ઠો લગાવીને હોઠ જોરથી બીડેલા કે સૂઝી આવેલા દેખાય તેવું નહિ. પરંતુ સહેજ કોમળતા, પ્રસન્નતા, ઉદાસીનતાને સુચવતું. પછી ત્યાં મન જોડાય એટલે જુઓ કે દર્શન કરનાર જાણે ઉડયો ગગનમાં ! પરમાત્માની મૂર્તિ, કે ગુરુની કાયા, એ બાહ્ય વસ્તુ છે. છતાં આત્મસૌન્દર્યના એ દર્શન કરવા, સૌન્દર્યની નિકટ લઇ જવા સમર્થ છે. દૂર દૂરના પ્રવાસમાં કોઈ વાહન તો જોઇએ ને ? છેવટે મજબુત પગનું સાધનેય જોઇએ ને ? પણ આપણે ગરીબ થોડા જ છીએ ? આપણે તો

સસારના મહારાજા ! અને રાજા-મહારાજા તો ચાલીને કેમ જાય ? તેથી કોમળ અને સુવાળા આપણે વાહન વિના જઈ ન શકીએ. વાહન જોઈએ શુભ આલબનોનુ ! આપણા ઉપયોગમા જેટલા શુભ આલબનો સાન ને ઘણા, ઇષ્ટ સ્થાને આપણે તેટલા વહેલા પહોચીએ.

મૂર્તિને તબોલ જાડુ ડટ્ટા જેવુ ન ચાલે ઉત્તમ પવિત્ર દ્રવ્યોથી તબોલનુ લાલ પ્રવાહી બનાવી રાખ્યુ હોય, તે મૂર્તિને સુદર આકૃતિવાળા માત્ર હોઠના ભાગ પર લગાડવાનું તબોલ વગેરે કરવા લગાડવાનુ તો તમારે માથે કઈ નહિ એમ ને ? બધું પૂજારીને સોપ્યું ! શ્રાવકે જાતે પ્રભુને કરેલ તબોલ તો એવા જોયા છે કે જોતા ઠરી જઈએ ! જાણે મહાપ્રૌઢતા, ગભીરતા, અથવા આછુ સ્મિત દેખાય આત્માને દર્શન કરતા લાગે કે જાણે એમને જોઈ પ્રભુ કહે છે કે, 'અમને પામીને પણ, મૂર્ખ ! તુ હજી ત્યા જ રહ્યો ! લેભાગુ માલિકને તો તું અનતીવાર પામ્યો, ને તેથી જ અનતકાળ સુધી તુય લેભાગુ રહ્યો ! પણ હવે વીતરાગને પામ્યા પછીય એવો ?'

વાત એ છે કે સૌન્દર્ય તમારે આત્મામા ને આત્મકલ્યાણના સાધનોમા કયા જોવા છે ? જોવા હોય તો પ્રભુના આત્મામા સૌન્દર્ય શુ ઓછા છે ? નથી જડતા ? ત્યારે આત્મહિતના સાધનોમા જે પ્રભુ-પ્રતિમા, એમા ચક્ષુ પ્રભુની આગી, એવુ બધું આત્માને સૌન્દર્ય તરફ પહોચાડનાર છે કિંતુ તેય જોવાની આવડત જોઈએ આમ તો ઝવેરાતની આગી જોવા મલી હોય, પણ 'આગી બહુ સારી ! બહુ સુદર !' એટલુ જ વિચારે તો જડની સુદરતામા અટવાય ! પણ સાથે જ વિચારે કે, 'અરે ભાઈ ! આગી સુદર ખરી, પણ મારા પરમાત્મા તો એનાથી કરોડો ગુણા સુદર છે,' તો એ આ આત્માના સૌન્દર્ય તરફ વળ્યો જો ફક્ત ચામડાની આખ

ખુલ્લી છે તો ચામડાના રૂપ દેખાશે, અને જો અાંતર ચક્ષુ સાથે ખુલ્લા હશે તો આત્માના રૂપ દેખાશે લોકપ્રવાહ 'આંગી કેવી સરસ!' એમ કહેશે, પણ 'ભગવાન કેવા સરસ' એ તરફ દુર્લક્ષ્ય રાખશે!

પરમાત્માના સમોસરણમા જંગલના સિંહ અને મૃગલા, સાપ અને મોર, વાઘ અને બકરી, ઉંદર અને બિલાડી સાથે આવીને બેસી જાય છે! શુ માત્ર પુદ્ગલના રૂપ જોઇને આવે છે? ના પ્રભુના આત્માની એવી સુંદરતા પ્રગટી છે કે એમા એ જંગલી પશુય લુબ્ધ થાય છે પુદ્ગલના રૂપ ચક્ષુ-રહિતને જોતા આવડે? ના, છતા જાણો છો કે પરમાત્માને વૃક્ષો નમસ્કાર કરે છે! આમ તો એ રસ્તા પર 'ટાઇટ' ખડા હોય, પણ પરમાત્મા એની પાસેથી પસાર થતા હોય ત્યા એ ઝટ ઝૂકે! પરમાત્માના વિહાર માર્ગે કાંટા ઉભા હોય, તેને ક્યા છે ચક્ષુ? માત્ર પ્રભુના આત્માની સુંદરતા એવુ કામ કરે છે, કે કાંટા પણ ઉંધા થાય!

"કાંટા પણ ઉંધા હોયે! અરિહંતાજી
વૃક્ષ નમે અસરાલ! ભગવંતાજી"

વળી વાયુ અનુકુળ વાય! ગગનમા પંખી પ્રદક્ષિણા દે! પૂર્વની કેવીય અદ્ભુત મહેનતના હિસાબે એવુ આત્મસૌન્દર્ય પ્રાપ્ત કર્યુ હોય છે, કે જેથી એકેન્દ્રિય જાણે કેટલાય પંચેન્દ્રિય જીવો કરતા પણ મહાન ચેતન થઈ જાય છે તમે કહેશો કે આમ કેમ કરો છો? પણ જુઓ કે માણસ દહેરાસરની બાજુથી જતો હોય તો એને માત્ર મસ્તકથી થોડા નમી, 'નમો જિણાણં', કહેતા નહિ આવડે! જ્યારે આ વૃક્ષોને તો નમતા આવડે! મહિમા જનાર ચેતનને પાટલો વચમા પડયો હોય તો બાજુએ મુકવાની ફુરસદ નથી! પણ પ્રભુના માર્ગે જડ કાંટા પણ ઉંધા થઈ જ જાય! પ્રભુએ જે ઉપાર્જેલુ તીર્થંકરપણું અહીં પ્રગટ થયુ છે, એના

સૌન્દર્યના યોગે મૃગલાંને ફાડીખાય તેવા વાઘ વરુ પણ મૃગલાની જોડે ભાઈની જેમ એક સાથે બેસી, પ્રભુની દેશના સાભળે છે! સૌ એકીટસે પ્રભુની મુદ્રાનુ અમીમય દર્શનપાન અને વાણીનુ અમીમય શ્રવણપાન કરવામા લીન! અમૃત પીવામા તૃપ્તિ ન હોય, અને તૃપ્તિ ન હોય તો એને મૂકી બીજુ જોવા સાભળવાનુ મન ન થાય!

આત્માનુ પ્રથમ સૌન્દર્ય —

ત્યારે હવે જુઓ કે તીર્થ કરપણાનું મૂળ સૌન્દર્ય શુ છે? પૂર્વના ત્રીજા ભવમા નક્કી કરી મૂકેલુ સારા જગત પરનુ વાત્સલ્ય! સર્વ જીવો પ્રત્યે ઉછળતો વિશુદ્ધ પ્રેમ! દુખમા રીબાતા અનતાનત પ્રાણી પર અપાર કરુણા! એ સાચુ સૌદર્ય છે સૂક્ષ્મ અહિંસાના પાઠ આ આત્માના સૌન્દર્યવાળા ભણાવી શકે મહાહિંસક સિંહવાઘને દયાના શિક્ષણ આ આપી શકે આવુ કાક જીવનમા મેળવો આજે શુ? "અનાજ મોઘુ છે, માછલા ખાઓ" પૂર્વનો ઇતિહાસ સાભળીએ તો આજના આ બોલ મહા બીભત્સ અને પાપી લાગે! અરે, બહારની શું વાત, તમારા ઘરમા શુ? હિંસા કે અહિંસા? સત્ય કે જૂઠ? સ્વાર્થ કે પરમાર્થ? કેમ વારૂ? ખબર નથી કે એ બધા હિંસા, જૂઠ વગેરે એ પુદ્ગલને સુન્દર કરનારા છે, પણ આત્માને મહામલિન બનાવે છે આત્માના સૌન્દર્યમા આત્માન વિશાળ ગુણો અને તેની ખીલવટ આવશે, ઉંડા તત્ત્વજ્ઞાનના સગીત આવશે! એમા મોહના ઘરના મોહમૂઢ શબ્દો નહિ આવે, અજ્ઞાનની અવળામણ નહિ આવે, લાલપીળા રગ નહિ પફ-પાવડરની શોભા નહિ! એ તો જડની શોભા! વેશ્યાને પણ એ કરતા આવડે! આ સૌન્દર્ય એટલે આત્માના એવા મહાન ગુણોની ખીલવટ કે આત્મા જગતથી જુદો દેખાઈ જાય! ને જ્યા તેના પગલા ત્યાં વૈરાગ્યની નહેક! પહેલો ગુણ ભાવવાત્સલ્ય ખીલવો

દમયતી મહાસતીનો પહેલો ભવ —પૂર્વ ભવે નળ એ મમ્મણ રાજા, અને દમયતી એ વીરમતી નામની રાણી એકવાર બન્ને સાથે શિકારે જાય છે સામેથી સાર્થ આવી રહ્યો છે એ વખતે સાર્થમા મુનિ પણ હતા એ મલિન વસ્ત્રવાળા હતા ને માથે વાળ નહોતા. આ બન્નેએ તેમને જોયા, ને માન્યુ કે, "આ તો મેલા ને માથામુડીયાના અપશુકન થયા! ને એવા અપશુકન થતા હોય તો આપણું રાજા-રાણીપણુ શા કામનુ?" જો કે પાછળથી એ મુનિની સમતાને લીધે આરાધક થવાના છે, પણ પહેલા પોતાના તરફથી શુ? આ જીવને જગતમા જાણે સહજભાવે પાપ મળે છે, પછી ગુર્વાદિકનુ સારૂ નિમિત્ત મળે અને પાપ અટકે એ નિયમ વાત માટે જ આ સમજીને મળેલો સત્સમાગમ સફળ કરતા ચાલો અહિ તો રાજાએ સાર્થને જવા દીધો, ને મુનિને ઉભા રાખ્યા સત્તાનો આજ ઉપયોગને? મુનિ તો સમતાના નિધાન! ઉભા રહ્યા ત્યાં સાથ મૂકીને ચાલ્યો મુનિની કોણ પરવા કરે? સાર્થ કઈ શ્રાવકોનો થોડો જ હતો? અરે, કેટલાક શ્રાવક પણ અવસરે ઘેર બેસી રહેનારા હોય છે સેવાભાવ, નિર્યાસપાલન, સહવર્તીનુ સ રક્ષણ ઇત્યાદિ આત્મસૌન્દર્ય છે આ મુનિ તો સત્ત્વશીલ હતા, ત્યારે સાથ પોતાનુ સંભાળી લેનારો હતો હવે રાજા મુનિને રોકે તેમા આખો સાર્થ શાનો રોકાય? સંસાર શાનો રુકે? સ્વાર્થનો! એકલા મુનિને ઉભા રાખ્યા મુનિરાજ તો ધ્યાનમા ઉભા છે રાણી વીરમતીને મદ છે કે આમને ચલાયમાન કરૂ એટલે એ મુનિની આગળ મોહની ચેષ્ટાઓ કરે છે જો કે રાજા દૂર ઉભો એમ વિચાર કરે છે કે આ રાણી ફોગટ શા માટે આમ કરતી હશે? પણ પાછો એને રોકતો નથી રાણી તો કામાંધની જેમ ચેનચાળા કરવામા ચઢી મુનિ નિર્વિકાર અને ધ્યાનસ્થ ઉભા છે, અને આ રાણી એમની કદર્થના કરી રહી છે કોણ હારવાનુ? મુનિએ તો જીવનભરના વ્રત લીધા છે, ઉપરાંત જીવનભર એનુ પાલન પણ

કર્મક્ષયના નિર્ધારથી એ કરી રહ્યા છે, ત્યા એમને તો ઉપદ્રવથી ચળવાનુ-ગભરાવાનુ હતુ જ ક્યા? કેમકે ઉપદ્રવના સમ્યગ સહનમા કર્મનો ક્ષય છ તેમ આત્મશુદ્ધિના ખપી એ મુનિને હૈયે બગાડવાની કે મગજ બગાડવાની વાત જ ક્યાથી હોય? એટલે મુનિને હારવાનુ નથી, રાણીને હારવાનુ છે તે બાર ઘડી પછી થાકી આ વખતે રાજા શિખામણ દે છે, કે 'શા માટ આ ધાધલ કરી? આ તો કોઈ ઉત્તમ પુરુષ છે હુય કેવો કે જોઇ રહ્યો!' રાજા અને રાણી બન્ને ખેદ કરે છે 'અરરર! નકામા કોઈ મહા-મુનિને કનડ્યા! શા સારૂ?' બન્નેને પશ્ચાતાપ થયો 'જલદી ચાલો ક્ષમા માગીએ, માત્ર ક્ષમા નહિ, પણ મહા સ્વાગત કરીએ!' મહાત્મા નલ-દમયતી થવાના પાયા નખાયા!

જીવમા દુર્ગુણ તો ઠાંસીને ભરેલી છે, પણ સુદરતા કેટલી આવી તેની કિંમત જિનશાસન કરે છે એ વસ્તુ એટલુ બધુ આશ્વાસન આપે છે કે જ્યારે આપણે હતાશ બની ગયા હોઇએ ત્યારે એ હાથ પકડી ઉન્નતિના માર્ગે ચઢાવી દે છે! મુનિ કહે છે, "પાપને ધોવા માટે પશ્ચાતાપ અને સદ્પ્રવૃત્તિ જોઇએ" કરવી છે? છે એની તૈયારી? પશ્ચાતાપ એ જ આત્મસૌન્દર્યની પહેલી તૈયારી! કહો જો

'મારો આત્મા ભણેલો! હોશિયાર! ડીમીવર" એવુ એવુ થાય કે, 'હુ ભણેલો છતા મૂર્ખ! જડેલ! પ્રપચી! ને તોરી!" એમ પશ્ચાતાપ થાય'

શાસ્ત્ર કહે છે કે 'મિચ્છામિ દુક્કડં' ત્યા સાચુ થાય કે જ્યારે "અરે! અધમ એવા મે આ કેવુ દુષ્કાર્ય કર્યું" એમ પોતાના આત્મા પ્રત્યેની જુગુપ્સા સાથે એ દુષ્કૃત્યનુ દુ ખ હાડોહાડ લાગે 'તારી જાતને તુ જ તપાસ, કે તે ખોટુ કર્યુ છે કે, તે કોઇને હિતવચન કહ્યુ, પણ તે દ્વેષથી, ઉગ્ર

કડકાઈથી કહ્યુ છે કે નહિ? સોનાની લગડી આપી એ ગાબાદી, પણ તપેલી ન અપાય પ્રેમથી ઠંડી કરેલી અપાય! તું તપાસ કે તે જે કર્યું, જે તુ સાચુ માને છે તેમા તે કષાયોના રંગ ભેળવ્યા છે કે નહિ? બસ, આત્માની સત્ય જાત પછી પશ્ચાતાપની સુંદરતા મળશે અને એ જો હશે, તો જ મહા સુંદરતાના ઘડતર થશે. કેવા? દમયંતી જેવા!

કરી લ્યો એ ઘડતર. આત્મામા ઘડેલી સુંદરતા અમર થશે, જડ પુદ્ગલની ઘડેલી ગમે તેવી સુંદરતા એક દિ અવશ્ય નાશ પામશે. ડહાપણ શામા? અવિનાશીના પંથ જવામા કે વિનાશીના?

ગુણસેનમા પશ્ચાત્તાપની સુંદરતા —

જીવનમાથી સુંદરતા તારવવાની છે એ બન્નેને એવો પશ્ચાતાપ થયો કે, 'અરેરેરે! અમે આ ખોટુ કર્યું!' ગુનો ન બી કર્યો હોય છતાય જો પાપનો ડર લાગે, ને આત્મા કુણો માખણ જેવો બની જાય, તો એકાતે કર્મ નિર્જરાની જ કમાણી! અગ્નિશર્માને દુ:ખ કરવા બદલ ગુણસેનને પશ્ચાતાપ થયો કે કર્મ ખપાપ ઉતરવા માંડયા! અને જ્યા વિજયસેન આચાર્ય મહારાજ મળ્યા કે ભવ ગણાવા માંડ્યા! થોડા સમયમા જ ચાલ ચારિત્ર લઉં, તેવી ભાવના થઈ, ને ત્યા રાત્રે અગ્નિશર્માના ઉપસર્ગથી ખપી ગયા! છતા મરીને પણ એ ક્ષમાનુ સૌન્દર્ય એવુ પ્રાપ્ત કર્યું કે મોક્ષ પહોચતા સુધી આત્મામા ખીલતુ જ રહ્યુ. આત્માના સૌન્દર્ય ખીલવવામા ખર્ચ નથી બહુ! આ તો નજીવી તુચ્છ પૌદ્ગલિક વસ્તુના આપણે ના ભાન વધી ગયા છે, અને કરોડોની કિંમતના આત્માના ભાર બેસી ગયા છે, તેથી સૌન્દર્ય ખીલવાતુ નથી.

પુદ્ગલના ભાન નીચા ભાર ના આવડે તો આત્માના ઉચા

ભાન અંકાય તો આત્માના સૌન્દર્યની સાચી કાળજી થાય, કે જે કાળજી ભવોભવનો છેદ કરનારી બને

'મારી ગમે તેવી સારી કાયા, પણ મારા આત્મા કરતા લાખગુણી નિર્ગુણી એટલે એની ખાતર માન કિંમતી આત્માનુ ન બગાડુ આવી ગળજી થવી જોઇએ મહાપુરુષો કાયાને નીચી ગણતા તેવી એ હલકી કાયા ખાતર પાપો ખૂબ ન થાય તેની કાળજી રાખતા આજે કાયાની તુચ્છ તૃપ્તિ પાછળ કાળા પાપો કરતા આચકો નથી આવતો આત્માના ભાન ઉંચા આવે, પછી ચક્રવર્તીની સાહ્યબી પણ આત્માનુ જગ ય નહિ બગાડી શકે, જગતની સુદર ચીજો પાછળની ધાધલથી આત્માની સુદરતા ન બગડવી જોઇએ એટલે જ વિચારવામા આવે કે 'જગતની સુદરમા સુદર અને કિમતીમા કિંમતી ગણાતી ચીજોય કયા મારી પાસે શાશ્વત રહેવાની છે, કે કયા મને કાયમ જોવાય મળવાની છે, કે એ માટે કાળા પાપ, કાળી રમત, કે કાળી વિચારસરણી કરી મારા આત્માને સુદરને બદલે ખરાબ કરુ?'

કહો ત્યારે જૈન કેવો? આત્માને વારે વારે ઉટકી, માજી સારુ કરી સુદર બનાવવાની પેરવીમા રહેનારો વારેવારે આત્માના દોષો, નિર્બળતાઓ, મિથ્યા ધોરણો, જડ આદર્શો વગેરે ખણખોળીને દૂર કરવા મથનારો પોતાના આત્માના ભાવ ઉંચા આવે એટલે માને, કે 'અહીં તો પ્રભુની વાણીરૂપી પાણી અને સાબુથી, અને તીવ્ર આતર પશ્ચાતાપ તથા સંવેગ રગરૂપી ધોકાથી આત્માને ચોખ્ખો બનાવી શકાશે માટે બીજા ત્રીજા તોફાન રહેવા દઉં! અને આજસુધી જે પાપો કર્યા તેનો પશ્ચાતાપ કરી લઉં'

રાજા રાણીએ લમતા બાંધ્યા કર્મ —હવે પેલાં બે રાજા આવીને હાથ જોડી મુનિને "આપ કયાથી આવ્યા કયા જતા હતા?" ચ રાણી મુનિ બ

બોલે મુનિએ પોતે અષ્ટાપદ દ્વીપની યાત્રા કરવા જતા હતા, તે જણાવ્યુ રાજારાણીએ તેમા બાર ઘડી અતરાય કર્યો તેથી નળ-દમયતીના બાર વર્ષના વિયોગ લખાયા ધ્યાન નાખજો કે "હસ્તા તે બાધ્યા કર્મ, રોતા ન છૂટે પ્રાણીયાજી" કોઈના સુખમા, લાભમા કે ધર્મમા અતરાય કરવો, એ બધુ આત્માનુ સૌન્દય નથી, આત્માની કદરૂપતા છે આવી આત્માની કદરૂપતાએ બાર ઘડીમાથી બાર વર્ષના વિયોગ આપ્યા,' પણ હવે જુઓ કે કેમ એટલી જ સજાથી પત્યુ ? કારણ એ છે કે પાપ કર્યા પછી પ્રશ્ચાત્તાપથી એ પાછા ફર્યા છે ! "પ્રભુ ભૂલ્યા અમે, અમને ક્ષમા કરો પધારો નગરમા આપની ભક્તિથી અને ઉપદેશથી અમને અમારા પાપ ધોવા દો' " મુનિ સમજે છે કે 'ભાવુક આત્માઓ છે' એટલે એમની કદર્થના ભૂલી મહાન દયાથી સાથે ચાલ્યા આવ્યો મુકામ રાજારાણી ખબ નેવા ઉઠાવે છે આટલુ કર્યા છતા બાર ઘડીમાથી બાર વર્ષનો વિયોગ આવ્યો, તે અંતા કે રાઈ રંકને પણ ન છૂટે !

<u>તો પછી જે પાપના પશ્ચાતાપ નથી, જે પાપ ઘણા પ્રમાણમા છે જ પાપ હસીહસીને કરાય છે, જે પાપની પાછળ પાછા પ્રાયશ્ચિત અને ધર્મના વળતર નથી, તેના પરિણામ મહા ભયકર આવે એમા શી નવાઈ ?</u> અથી જ એક જ મનુષ્યભવમા કરેલી આત્માની એવી પાપલીલા ઉપર દુષ્ટ વિકરાળ કર્મોની ભયકર વિપાકલીલા ભવોના ભવો સુધી ચાલે છે

મનુષ્યભવ આત્માને સુદર બનાવવા માટે છે, તેમાં પુદ્ગલની સુદરતા પર લાલચુ થવાની જરૂર નહિ, ને પુદ્ગલની કદરૂપતા પર આપણે હાયવોય કરવાની જરૂર નહિ. દોઢ કલાક દેશના સંભળાવીને સુશીળતે હૈયા સંવેગ અને વૈરાગ્યથી પલાળ્યા હોય, ત્યા બહાર જઈને એ પાના નવલિકાના વાંચે કે,

વિરાગની સુંદરતા જાય અગ્નિમાં ! રસ્તામાં એવા મિત્રો મળે કે, ગુરુશ્રદ્ધાની સુંદરતા જાય પાતાળમાં ! ઘેર સ્નેહાળ સ્નેહી મળે કે, પ્રભુપ્રેમની સુંદરતા ઉડી જાય આકાશે. અહીં તો ઘણા વિચાર આવે, પણ બહાર જઈએ કે ભૂલી જવાય એનું કેમ ? કેમ જાણે સુંદરતાનો શિકાર કરનારા શિકારીઓની બહાર હાર ઉભી હોય છે. મોહરાજાનો સંગ્રામવ્યૂહ એવો, કે જીવની સામે એક નહિ, અનેક તોપોને ખડી કરી દે, કે બીજે દિવસે તમારામાં પાછી સુંદરતાને લાવતા ગુરુનું તેલ નીકળી જાય ! બોલો, ખરું કે નહિ ?

સુંદર ન બની શકો તોય કદરૂપા ન થાઓ —કહો ત્યારે, સુંદર કદાચ નહિ બની શકીએ, તો કદરૂપા તો નહિ જ થઈએ, તેનું દિલ કહે છે ? ના રે, પાંચ કુકા રમતા થયા ખીસામાં કે તરત જ એ અલોપ કરે સુંદરતાને ! લક્ષ્મી અને વિદ્યાઓ જાણે જાદુઈ અંજન છે ! જગતની લક્ષ્મી અને વિદ્યાઓ રૂપી જાદુઈ અંજન આત્માની દૃષ્ટિ જ ફેરવી નાખે છે ! જડની અનુકુળતા અને વૈભવવિલાસનના સાધનો એ શું છે ? આત્માની સુંદરતાને, અને સુંદરતા લાવનાર માન અને તોપને ગોળે ઉડાવનાર છે તો પછી જાગ્રતિ કેટલી જોઈએ ? આત્માને થોડી ઘણી પણ મળેલી સુંદરતાનો લોપ ઇન્દ્રિયો અને મન ન કરી જાય, તેનું ધ્યાન રાખવાનું છે. આ તો મુશ્કેલી એ છે કે સુંદરતાનો ખજાનો હૈયામાં રાખવાનો છે, અને પાંચ ચોટ્ટીઓ સાથે છે ! અરે ! ઠેઠ ઓયરામાં જઈએ ત્યાં પણ એ ચોટ્ટીઓ (ઇન્દ્રિયો) સાથે જ ! એની વચ્ચે રહી સૌન્દર્યનું જતન કરવાનું છે, ત્યાં કેવી જાગ્રતિ જોઈએ ? મુઆતા મા, મહાઋદ્ધિમંત શાલિભદ્ર–ધન્નો–મેઘકુમાર–જંબુકુમાર વગેરેએ જાગ્રત બની સૌન્દર્યના સુંદર જતન કર્યા છે ! ચોટ્ટીઓને લેશ પણ મચક ન આપતા અંદરમાં ઠારી છે ! એની જાગ્રતિ અને પુરુષાર્થ સાધવાથી સુખ કંઈ લૂંટાતા નથી,

પણ તેનો સાચો સ્વાદ આવે છે કાલેઘેલો બચુડો દોડતો દોડતો આવે ને આપણે વહાલભેર ભેટીએ, તે તો જગતનો પ્રેમ એમા સાચો સુખનો સ્વાદ નહિ કમકે એ કેટલો ટકવાનો? આવીને જો તેણે નાખ્યું લીંટ કે ધૂળ-કાદવ વગેરે તમારા ખોળામા તો કદાચ તેના પર નહિ તો તેની મા પર તો જરૂર ગુસ્સો થવાનો! કેમકે વહાલના સુખનો સાચો સ્વાદ નહોતો પણ જો ઇન્દ્રિય ચોટ્ટીને સારા રૂપ-રમકડા જોવા જે ગમે છે, તેના બદલે એના પર અકુશ રાખી, અને માનસિક જાગૃતિ સાચવીને આત્મિક સુદરતા ખીલવવા માટે ખાસ પુરુષાર્થ રાખ્યો હોય તો પછી એ બાચુડો આવી ભેટ્યાની અસર, કે કચરો નાખ્યાની અસર જુદી જ થાય! ત્યા મનને એવુ કાક થાય કે 'વાહ! શું આ બચુડાને મારા પર પ્રેમ! હુ એને મારા માર્ગે જેમ દોરીશ તેમ દોરાશે' આવેલાને કહે, 'આવ્યો? ભલે આવ્યો બોલ, આપણા દહેરામા ક્યા ભગવાન છે?' આ શુ? ખરો સ્વાદ સુખનો ચોટ્ટી ઇન્દ્રિયો માટે નિર્ધાર કરવા પડશે,- મારી આખ મારૂ જોઇને જે ખુશ થાય છે, તેને જ કાઇંક ખરાબ દેખાવા છતા, ખુશીના અનુભવ કરાવીશ ત્યારે જો એને ખરાબ જોઇ નારાજી થાય છે, તો તેને જ મારૂ એનામા નારાજીનો અનુભવ કરાવીશ આખ મારી છે! એના પર સત્તા મારી છે! આમા શુ મોટી વાત હતી?'

મુનિએ રાજારાણીને ધર્મ આપ્યો —નળ-દમય તીના પૂર્વ જીવ રાજા અને રાણી એવા આત્મસૌન્દર્યના ઉપાસક થયા કે એ મુનિમા આકર્ષિત થઈ એમનુ સ્વાગત કરી એમને સારા મુકામમા પધરાવ્યા પછી પોતે આવીને બેઠા મુનિ પાસે એટલે મુનિએ અહિંસામૂલક ધર્મ બતાવ્યો અહિંસા સાથે અરિહત, નિર્ગ્રંથ ગુરુઓ, અને અરિહતે ભાખેલા ત્રિકાલાબાધ્ય સનાતન સત્યધર્મનું સ્વરૂપ સમજાવ્યું એક વખતના શિકારી રાજારાણી આ એક જ દેશના સાભળતા જોતજોતામા શ્રાવક બની ગયા!

શાસનદેવીની મદદથી ગણી વીરમતી અષ્ટાપદ—મુનિ કહે છે, "હવે તો હું જઇશ અષ્ટાપદ પર!" રાણી વીરમતિને પણ ઇચ્છા થઈ કે, 'હું પણ જાઉં'' તથા એની તીવ્ર ઈચ્છાપર શાસનદેવી પ્રગટ થઈ ને વીરમતિને ઉપાડીને લઇ ગઇ અષ્ટાપદ પર! વીરમતીને ધર્મની લગની કેવી! અતરાત્મામા ધર્મનો જ એક શુભરવ થઇ જવો જોઇએ ભગ્ન મહારાજે સ્થાપિત કરેલા ચોવીસ પ્રભુના દેહપ્રમાણ ઝગમગાટ દીપતા રત્નમય ભવ્ય પ્રતિમાઓના એવે અદ્ભુત દર્શન કર્યા આનદનો પાર નથી એને! એમ થાય છે કે 'શુ આ!' ત્યાં દોને? ભરત ચક્રવર્તીના એ નર્માણ! 'સોનાતણા જેણે દહેરા કરાવ્યા, રત્નતણા બિબ સ્થાપ્યા!' ચોવીસ જિનપતિના દર્શન કરી આનદનો જે મહાસાગર ઉછળ્યો તેનુ શુ વર્ણન થાય?

દર્શનના લાભ બાદ ભોગ—નક્કી કર્યુ કે એક એક પ્રભુના વીસ વીસ આબીલ કરી આરાધના કરવી'

આત્માનુ સૌન્દર્ય શુ?

પરમ ગુરુને પામી એ તપ વગેરેની સુદરતા તરફ પગલા માંડતા તે

દેવી એને પાછી મૂકી ગઈ વીરમતી ઘેર આવી પણ પરમાત્મા દિલમાથી ખસતા નથી' એને એમ થયુ કે, 'મંદિર અને મૂર્તિ નો કરાવનાર પુણ્યવાને કેવો લાભ લીધા, પણ અમારા જેવા હિણભાગી શુ લાભ લે? હાર ત્યારે, હું ચોવીશે જિનના રત્નના તિલક કરવુ શાસન જયવતુ છે! વર્તમાનમા પણ એવા આત્માઓ છે કે જે, 'મુડીમાથી ચોથો ભાગ' ત્રીજો ભાગ ઉદાર ધર્મમાર્ગે'' એમ કરી ખર્ચે છે એમ સમજીને કે,

'પાપની દુકાન તો અનતકાળથી ચાલુ જ છે, એમા ધર્મની મોસમ વતાવી લેવા દે, આમ દુર્ભાગ્ય તાણી'

આખો ચોળતા બેસી રહેવુ પડશે. ભાગ્યાનુસાર જેટલા તો મળી રહેવાના છે ધર્મની તક શા માટે ખોઉં ?'

એમ વિચારી માત્ર નફામાંથી નહિ પણ મુડીમાંથી ધર્મકાર્યમાં ખર્ચે એવા ભાગ્યવાનો આજેય મોજુદ છે વીરમતીએ પણ ઉંચી ભાવનાથી એવા મઝેના ચોવીસ તિલક કરાવ્યા, કે હવે ઝંખના કરે છે, 'કયારે અષ્ટાપદ જાઉં ! અને મારા નાથને આ તિલક ચઢાવું !'

પ્રભુભક્તિ- મોહભક્તિ —આ પ્રભુભક્તિ, આ ઝંખના, વાત શુ છે? આત્માના સૌન્દર્ય ! ત્યારે મોહભક્તિ, દુન્યવી લાલસા, વિષયસુખની ઝંખના વગેરે શુ છે? આત્માની ખણણી, સુંદરતા નહિ વીરમતી શુ વિચારે છે? 'અહો, હવે ફરી કયારે અષ્ટાપદ જાઉં, પ્રભુને ભેટું, અને પ્રભુને આ તિલક ચઢાવું !' કેવી પવિત્ર સુંદર ભાવના ! ત્યાં તો દેવીએ આવીને એને ઉપાડી અષ્ટાપદે વીરમતીને તો હરખનો પાર નથી દર્શન, વંદન અને પૂજન કરી એકેક તિલક એકેક પ્રભુના ભાલે ચઢાવ્યુ આ તિલકપૂજાએ શુ આપ્યુ ? અંકુર તરીકે દમયંતીના ભવમાં એવુ કપાળમાં કુદરતી દિવ્ય રત્ન જેવુ ઝગમગાટ કરતુ તિલક કે જેથી અંધકારમાં પ્રકાશ થાય ! પણ રત્નતિલક એ તો માત્ર અંકુર કે પત્ર ! કિન્તુ ફુલ-ફળ તરીકે મહાસતી ચારિત્રી, અને મુક્ત બની, જગતના તિલક થવાનુ પરિણામ તિલકપૂજાએ નિપજાવ્યુ !!

કપાળમાં તિલકનો પ્રભાવ જુઓ —ઘોર અરણ્ય છે નળકુમાર દમયંતીને પરણીને સ્વનગર તરફ આવે છે અંધકાર ઘણો છે દમયંતી નળકુમારના ખોળામાં માથુ મૂકી સુઈ ગઈ છે તેને નળ કહે છે, 'દેવી પ્રકાશ કરો!' તુર્ત જાગીને દમયંતીએ લલાટપરથી રસ્તાની લાગેલી ધૂળ લુછી નાખી કે તિલકમાંથી ઝગમગ પ્રકાશ બહાર પડ્યો! જેમાં હવે રસ્તો સ્પષ્ટ દેખાય છે, અને એના

આવારે આખો પરિવાર રસ્તો પસાર કરે છે! શાનું દળ છે આ? અરિહંતદેવની ભક્તિનુ

અહાન્દુ ગળુ ગોભાવી અદરનુ ગળુ ન રૂધાવાય! —

'આ મને જે મળ્યુ છે તે માગ નાથની મહેરબાનીથી મળ્યુ છે, એટલે આપેલુ એહની ભક્તિમા જાય, એ જ ઉચિત ગણાય પાછા કંઈ પણ એજ આપવાના છે એટલે મારૂ ચાલે તો મને મળેલુ સર્વસ્વ પરમાત્માને ચરણે ધરી દઉ!'' આવુ થવુ જોઈએ? કે 'પરમાત્માના તિલકને બદલે મારા ગળાના નેકલેસ બનાવુ?' એમ થાય એ બરાબર? શુ ઉચિત? કોણ સુદર ને કોણ કદરૂપુ? ધ્યાન આપો, મનાવેલા નેક્લેસ બહારના ગળાને શોભા આપતા હશે, પણ અદરના આત્માના ગળાને રૂંધાવી નાખશે! કહો, પત્નીના ગળામા પહેરાવેલ નેકલેસને જોઈને મોહ ઉછળે કે નહિ? જેટલીવાર એના દર્શન થાય ત્યા શુ ઉઠે હૈયામા? 'કારીગર સારો! નગ તો ઠીક મળી ગયા! વાહ! એનની ગોરી રૂહલતા પર આ ચળકતા હાર કેવો સુદર શોભી રહ્યો છે!' આવુ આવુ જ થાયને? તેય વારેવારે ને? એમા પાછો પત્નીનો પ્રેમ પતિપર વધારે ઉભરાય! શુ નાગ, શુ નતિ કે શુ અનાર! કઈ માપ? ના, અઢાર પાપસ્થાનકની શિકારીની જાળના માપ નથી, એમા છ્રુપખેરૂ જેટલી રીતે સપડાવાય તેટલુ ખરૂ! આત્માને કોણ કદરૂપો કરે છે? જડની સુદરતા પાછળ આત્માએ કરેલા કાળા રાગદ્વેષ, એ આત્માને કદરૂપ કરે છે

આત્માની સુદરતા શી?

'અમારી સ્વાર્થની સામગ્રી પાપથી ઉભી કરેલી છે પુણ્ય ખોઈને ઉભી કરેલી છે, ને પાપમા જવાની છે, અમે એને પર માર્ગે વાળીએ' આ ભાવનામા આત્માની સુ[illegible] અમલમા [illegible]ના છે

આખો ચોળતા બેઠી રહેવું પડશે? ભાગ્યાનુસાર જેટલા તો મળી રહેવાના છે ધર્મની તક શા માટે ખોઉં?'

એમ વિચારી માત્ર નફામાંથી નહિ પણ મુડીમાંથી ધર્મ-માર્ગમાં ખર્ચે એવા ભાગ્યવાનો આજેય મોજુદ છે. વીરમતીએ પણ ઉંચી ભાવનાથી એવા મજેના સોનીના તિલક કરાવ્યા, કે હવે ઝંખના કરે છે, 'ક્યારે અષ્ટાપદ જાઉં! અને ભાગ નાથને આ તિલક ચઢાવું!'

પ્રભુભક્તિ- મોહભક્તિ.—આ પ્રભુભક્તિ, આ ઝંખનાનું વળતર શું છે? આત્માના સૌન્દર્ય' ત્યારે મોહભક્તિ, દુન્યવી લાલસા, વિષયસુખની ઝંખના વગેરે શું છે? આત્માની ખરાબી, સુંદરતા નહિ. વીરમતી શું વિચારે છે? 'અહો, હવે ફરી ક્યારે અષ્ટાપદ જાઉં, પ્રભુને ભેટું, અને પ્રભુને આ તિલક ચઢાવું!' કેવી પવિત્ર સુંદર ભાવના! ત્યાં તો દેવીઓ આવીને એને ઉપાડી અષ્ટાપદે. વીરમતીને તો હરખનો પાર નથી. દર્શન, વંદન અને પૂજન કરી એકેક તિલક એકેક પ્રભુના ભાલે ચઢાવ્યું. આ તિલક-પૂજાએ શું આપ્યું? મજુરી તરીકે દમયંતીના ભવમાં એવું કપાળમાં કુદરતી દિવ્ય રત્ન જેવું ઝગમગાટ કરતું તિલક કે જેથી અંધારામાં પ્રકાશ થાય! પણ રત્નતિલક એ તો માત્ર નોકરી કે પત્ર! કિન્તુ ફળ તરીકે મહાસતી થઈ, અને મુક્ત બની, જગતના તિલક થવાનું પરિણામ તિલકપૂજાએ નિપજાવ્યું.''

કપાળમાં તિલકનો પ્રભાવ જુઓ.—ઘોર અરણ્ય છે. નળકુમાર દમયંતીને પરણીને નગર તરફ આવે છે. અંધકાર ઘણો છે. દમયંતી નળકુમારના ખોળામાં માથું મૂકી સૂઇ ગઇ છે. તેને નળ કહે છે, 'દેવી પ્રકાશ કરો!' તુર્ત જાગીને દમયંતીએ લલાટપરથી રસ્તાની લાગેલી ધૂળ લૂછી નાખી કે તિલકમાંથી ઝગમગ પ્રકાશ બહાર પડ્યો! જેમાં હવે રસ્તો સ્પષ્ટ દેખાય છે, અને એના

પૈસા શાથી મળ્યા ?

' પુણ્યથી '

હું કહું છું કે ' ના '

' પણ સાહેબ, શાસ્ત્રમાં તો પુણ્યથી મળે તેમ લખ્યું છે ને ?'

અરે પણ એ તો વિચારો કે પુણ્યથી એટલે શું પુણ્ય એમ જ આત્માની સીલિકમાં રહ્યું હતું તેથી ? કે એ પુણ્ય ઉદયમાં આવ્યું તેથી ? હવે કહો ત્યારે પુણ્ય ઉદયમાં આવીને પછી કાયમ રહ્યું કે ખતમ થયું ? વળી પુણ્યને ઉદયમાં લાવવા પૂર્વે શું શું કર્યું નથી ?

આરંભ સમારંભના વ્યાપાર નથી કર્યા ? અસત્ય અનીતિ નથી કર્યા ? બુદ્ધિમત્તા કરી હતી કે નહિ ? ક્રોધ-માન કીધેલા ખરા ? રાગદ્વેષ ? કલહ ઈર્ષ્યા ? કરેલાને શું આ બધું ? પાપજને ? તો કહો પૈસા પાપથી મેળવ્યા છે ને પાપમાં જવાના છે, તેમ પુણ્ય ખોવનનાગ છે પણ એવી ધન્ય ઘડી ક્યાથી કે તેમથી હું દેવ, ગુરુ અને ધર્મની ભક્તિમાં વાપરું ?

આત્મસૌન્દર્ય એટલે આત્માના ગુણની સ્પર્શના જગતને ભૂલી પરમાત્માને યાદ કરવાના ! જગત કરતા પોતાના આત્માના ભાવ ઉંચા બાંધવાના

આખુ ય જગત ભલે માન આત્મા માટે હોય, પણ મારો આત્મા પરમાત્મા માટે છે જગત માટે નહિ ! શેઠને રીઝવવા ખાતર, કોઈ સ્ત્રીને ખુશ કરવા ખાતર, કે કોઈ માન-પાન ખાતર, જે પોતાના આત્માની પુણ્યાઈ ખર્ચી નાખે, વળી એનો ગુલામ બને, તે આત્મામાં સુંદરતા નથી, પણ ભારોભાર કદરૂપતા છે વીરમતીએ શું કર્યું ? પોતાની સંપત્તિમાંથી પ્રભુને તિલક ! જગતને મૂકી જિનની ભક્તિ, એની લગની, એ આત્માની અનંત અનંત કાળની કદરૂપતા મૂકાવી દે છે

વીરમતીએ કેવી કેવી આત્માની સુંદરતા કરી? પાપનો પશ્ચાતાપ, સદ્‌ગુરુના ઉપકારનો ઝીલનાર, ઉપકારનું ભાનભીનુ સ્મરણ પરમાત્મા પર અજોડ ભક્તિ, ને તે ભક્તિમા તન-મન-ધનનો ઘસારો આયંબીલ કરી કાયાનો ઘસારો, તિલક કરાવી ધનનો ઘસારો ને અનુમોદના કરી મનનો ઘસારો! તમે પણ પર્યુષણા માટે તૈયારી કરવા માડો! થઈ ગયેલા જનમે તે એકાદ પણ પાપને પકડો એવો પશ્ચાતાપ કરો કે તેમાથી ઉત્તરોત્તર નવનવી આત્મસુંદરતા સર્જાય

પુદ્‌ગલના આકર્ષણ ટાળવા અનિત્યતાદિ ચિંતવો — જ્યાસુધી ચામડાના રૂપની સુંદરતા વિનાશી પરપદાર્થોની શબ્દ-રૂપ-રસ-ગંધ-સ્પર્શની સુંદરતા આત્માને આંજી રહી છે, ત્યાસુધી વિશુદ્ધ આત્માની સુંદરતાના દર્શન થાય નહિ! વળી રાખો આ સામેથી ટ્રેન આવતી હોય, એની સર્ચલાઈટનો પ્રકાશ આપણી આંખોને આંજી દેતો હોય તો સામે નજીકનો માર્ગ પણ નથી દેખાતો, અને નથીને જો ત્યા ગરનાળુ હોય, તો તો સીધો જ નીચે પટકાય! એમ જ્યા સુધી મનોરમ શબ્દરૂપાદિના આંજણ છે, ત્યાસુધી નજીકમા રહેલી પણ આત્મસુંદરતા અને એનો માર્ગ નથી દેખાતા એ જડના આંજણ કાઢવા જ જોઈએ એ માટે એ લાઈટની સામે એની અનિત્યતા, અસારતાની પ્રબળ હાર્દિક ભાવનાનો પડદો ઊભો કરવો જોઈએ, અર્થાત્ એ વિચારવુ જોઈએ કે —

આત્માના સૌંદર્ય માટેની શુભ વિચારણા — ગમે તેવુ સુંદર દેખાતુ ય એ ક્ષણભંગુર છે પરિવર્તનશીલ છે અને આ મહિતના દૃષ્ટિએ તદ્દન અસાર છે, તુચ્છ છે માટે હવે તો જ્યાસુધી શરીરમા પ્રાણ છે, ઇન્દ્રિયોમા કૌવત છે મન ગેપ નથી થયુ, ત્યા સુધીમા એવો પુરુષાર્થી બનુ કે જુગજુના ગંદવાડ અને મેલ મારા આત્મામા રહેવા ન દઉં! આત્માને મહાસુંદર બનાવુ! એ માગ

આત્માને કદરૂપો બનાવ્યો શા માટે? જગત માટેને? પણ મૃત્યુની વાત પડતા જીવનના દિવસની નાવવનુ સ્વપ્ન બધુ જ ખલાસ! બધુ જ અલોપ! ભિખારીના હાથમા શુ? સ્વપ્નમા જાણે મહેલ જોયો, સાતમે માળે સોનાના હિંડોળા પર પોતાને અપ્સરાન જેવી રાણીઓ સાથે હીંચતો જોયા એમા એક રાણીએ મશ્કરી કરી, પોતે એને લાત નાખી ને આખ ઉઘાડી ગઈ લાત શાને લાગી? પાસે ચપણીયું પડ્યુ હતુ, જેમા માગી લાવેલો લોટ પડ્યો હતો, ને ચપણીયુ ફૂટયુ, લોટ વયો ધૂળ ભેગો! સ્વપ્ન પાછળ હાથમા શુ આવ્યુ? એમ આ જીવનનુ સ્વપ્ન પુરૂ થયા પછી હાથમા શુ? 'બસ, હવે તો જીવનને સ્વપ્નની રાત્રિને બદલે ધર્મપ્રવૃત્તિનો દિવસ બનાવુ જીવનની પ્રવૃત્તિને સ્વપ્નને બદલે જાગ્રત ઉપયોગ વાળી પ્રવૃત્તિ કરૂ હુ જે ગુરુના ઉપકારના ગુણોમા લુબ્ધ થવાને બદલે તેનાથી આડી નજર કરૂ છુ, દેવને સમર્પિત થવાને બદલે ગલ્લાતલ્લા કરૂ છુ, એ બધુ કરીને કદરૂપતા વધારી રહ્યો છુ! જગત જે ભીખારીની સ્વપ્નની ઋદ્ધિ જેવુ છે, એની ખાતર કદાચ કદરૂપતા કરી લઉ, પણ મરણ પછી શુ? મારા માટે જે જગત મારૂ માનેલુ છતા અતે ફના થવાનુ, તેના માટે શા સારૂ મારા આત્માને કદરૂપો કરૂ? ત્યારે જે મારા પરમાત્મા મને ઉંચો લઈ જાય તે માટે હું આત્માને સુદર કા ન બનાવુ??' વગેરે વિચારણા કરો તો જુની રીતરસમ બદલાય

## બીજો અને ત્રીજો ભવ, દેવતા અને ભરવાડ-ભરવાડણ —

નળદમયતીના પૂર્વભવના જીવ રાજારાણી ખુબ સુંદર આરાધના કરી, મૃત્યુ પામી દેવલોકમા ગયા જન્મના જૈન નહિ! કુળના જૈન નહિ! વર્ષો સુધી દેવગુરુ મળેલા નહિ! મળ્યા ત્યારે સત્કારીને જોયા નહિ પણ તિરસ્કારીને જોયા! તેવા આત્માઓય પલટો પામી આરાધક બની ગયા, અને મરીને દેવલોકમા ગયા! પણ દેવલોકથી

ચ્યવીને ભરવાડ ભરવાડણ થયા નામ એમના ધન્ય અને ધૂસરી પાછો ધર્મનો વિયોગ થઇ ગયો ધર્મ સાધ્યો તે છતા? હા કંઇ રાખવા જેવુ નથી જો પૂર્વના પાપ સંપૂર્ણ ધોવા રહી ગયા, અને ભાવનામા કોઇક એવી કમીના રહી ગઇ તો વચના અટકી જવાનુ થાય પણ સાધના જો અખંડ કરી હોય, તો એમ આશા રાખી શકીએ કે જન્મમાથી ધર્મ મળવો જોઇએ! પણ વિચારો કે કંઇક એવી ભૂલ રહી ગઇ હશે કે જે ભૂલે તેમને ભરવાડ-ભરવાડણ બનાવ્યા તો આપણને આપણી એમની ભૂલ નહિ પણ ભૂલોનો લોટ કયા લઇ જવાનો? જે મહાવીર પ્રભુ આલબનભૂત ચાથા આરામા તેજ અત્યારેને? પુણ્યસામગ્રીમા શી કમીના છે? જગત તો વડાઇ આપે છે, પણ હૃદયમા પોતાની જાત માટે તપાસ કરો કે, 'હુ કેવો? જગત ભલે મને કહે છે મહા નીતિમાન પણ હુ કેવા સફેદ ઠગનુ કામ કરૂ છુ તે તો હુ જ જાણુ' જગત મને કહે તપસ્વી, પણ મને અદર કેવા આહારસનાના ગીલગલીયા થાય છે તે કોને ખબર છે?' અતરાત્મા કયા ભૂલી રહ્યો છે, ફસાઇ રહ્યો છે, તે તપાસો એવી બધી તપાસ કદરૂપી સ્થિતિ દૂર કરવા માટે જરૂરી છે

ભરવાડના ભવમા મુનિની ભક્તિ —ભલે એ ભરવાડ ભરવાડણ થયા, પણ અતરમા ગુણ લઇને આવેલા છે એકવાર એમના ક્ષેત્રમા કોઇ મુનિને રસ્તામા જતા વરસાદ નડયો ચારે કોર જગલ છે જ્યાસુધી વર્ષા બધ ન થાય ત્યાસુધી કાઉસ્સગ ધ્યાને મુનિ ઉભા રહ્યા કેવી ધન્ય ચર્યા! સાત સાત દિવસ થયા ત્યા ભરવાડ આવી ચઢયો છે મહાત્મા ઉભા છે જોરદાર વૃષ્ટિ ને પવન પણ સુસવાટાબધ છે મુનિ પર અનુકપા આવી એમના પર છત્ર ધરીને ઉભો રહ્યો બરાબર ઉભો ભરવાડે પૂર્વભવમા આત્માના સૌન્દર્ય એના ખીલવેલા, કે જરાપણ એ ખસતો નથી મુનિ સાથે એનેય જાણે 'અપ્પાણં વોસિરામિ' તે પણ વરસાદ

બંધ ન થાય ત્યાં સુધી મહાત્મા ઊભા છે, તો હું કેમ ન ઊભો રહી શકું ?

આત્માનું સૌન્દર્ય દાન —પૂર્વભવનો શિકારી, પણ સુંદર મુનિને પામીને આત્માના જેટલો સૌન્દર્ય પ્રાપ્ત કરી ખીલવેલો છે, તે મુનિને કષ્ટમાં જોયા પછી એમને એમ કેમ જ ચાલ્યો જાય? ઠાંક ધરી ઊભો રહ્યો. હવે વર્ષા બંધ થઇ મુનિએ કાઉસ્સગ્ગ પાર્યો. એટલે પેલાએ પણ છત્ર લઈ લીધું. મહાત્મા બૂઝ્યા કે તમે ત્યાં ઊભા છો! ભરવાડ પૂર્વભવની કમાણી લઈને આવ્યો છે! પૂર્વ પણ દર્શન મુનિના થયા હતા પણ પહેલા તો મુનિ અળખામણા લાગ્યા હતા, પરંતુ છતાં તરત આના પર જે પશ્ચાત્તાપની સુંદરતા તેમજ પોતાના તન મન અને ધનને ધર્મમાં ઘસી નાખવાની સુંદરતા મેળવી, તે આ જીવન આપે છે! એટલે એ મુનિને કહે છે, 'પધારો' મુનિ આ તાંબડી ભરીને દૂધ લઈ આવ્યા ધન્ય અને પુણ્યશીલ મુનિનો દિવ્ય લાભ લીધો. રોમાંચિત હૃદયે જે દૂધની તાંબડી વહોરાવી, તેને નળના ભવમાં ત્રણ ખંડના રાજ્ય નહીં કર્યા! વાસુદેવ નહિ એ, છતાં રાજ્યસમૃદ્ધિ આટલી બધી વિકસિત! વૈતાઢ્ય સુધીના ત્રણ ખંડ સુધી તેની આણ! શામાંથી? એક વર્ષના દૂધમાંથી? ના, મુનિ પ્રત્યેની ભક્તિના ઉછળતા ઉછરંગમાંથી આંખના આંસુમાંથી આત્માની ગુરુભક્તિ સુપાત્રદાન વગેરે સુંદરતામાંથી!

જુઓ કદરૂપતા-સુંદરતામાંથી શું શું નક્કી થયું —મુનિની હલકાઈ કર્યેથી હલકા ભરવાડપણાના અવતાર અને બાર ઘડીના અંતરાયે બાર વર્ષના વિયોગ નક્કી કર્યા! ચોવીસ પ્રભુના તિલકે દમયંતીને કપાળમાં પ્રકાશમય દિવ્ય તિલક નક્કી કર્યું! આ તાંબડી દૂધે ત્રણ ખંડના રાજ્ય નક્કી કર્યા! આત્માના અભ્યુદય ક્યારે નક્કી થાય? કહો કે, જ્યારે આત્માને સુંદર બનાવ્યો હોય ત્યારે

દેવગુરના અને ધર્મના સેવક તરીકેની સુંદરતા ! જિનવરણે કાયા અને કંચનને ઘસી નાખનારી સુંદરતા ! ભરવાડપણે પણ એમ થયું કે ભલે અમે નહિ પીએ પણ મુનિને ખાસ વહોરાવીએ ! ભક્તિ અપૂર્વ, તે સુંદરતા

ત્રીજો ભવ પૂરો કર્યો પૂરો કરીને ચોથે ભવે યુગલિયાપણામાં ગયા ત્યાંથી પાંચમા ભવે ગયા દેવલોકમાં, અને છઠ્ઠા ભવમાં થયા નળ અને દમયંતી હજુ આ તો દેવલોકનું આગળનું જેવું વિમાન તો હવે જોવાના છે દમયંતીનું ચરિત્ર તો એવું છે કે વાંચતા વિચારતા આવડે તો જીવને મિથ્યાત્વિમાંથી મહા સમકિતી બનાવી દે ! દમયંતી વિદર્ભના રાજાને ત્યાં અવતાર પામે છે દમયંતીનું શાસ્ત્રીય નામ 'દવદંતી છ દવ' કહેતા દાવાનળ ને 'દંતી' કહેતા હાથી માતાએ સ્વપ્નામાં દાવાનળ સાથે હાથી જોયેલો એની રૂએ નામ દવદંતી પડયું નળ કોશલ દેશમાં નિષધ રાજાના પુત્રપણે થયો હવે તે યોગ કેવો બને છે, તેમાં દમયંતી કેવી સુંદરતા બતાવે છે એ હવે જોવાનું છે બાલપણું પુરૂ થયું ત્યાં વિદ્યાભ્યાસ શરૂ કર્યો તેમાં તેણે શું મેળવ્યું ? સ્યાદ્વાદના સિદ્ધાંતો, નવ તત્ત્વની વાતો, કર્મપ્રકૃતિના ગ્રન્થો એવી જ્ઞાનની સુંદરતા મેળવી કે જેનાથી ભવિષ્યમાં નવજીવનમાં ઘડતર થાય છે જૈનપણાને છાજે અને દીપાવે તેવા પરાક્રમ કરે છે ! બધો આધાર શાના પર ? આત્માના સૌંદર્ય પર.

મનોવૃત્તિઓ જ દુઃખ દે છે —હીણભાગી જીવ, પરમાત્માનો માર્ગ હજુરાહજુર હોવા છતા, આત્માનું કલ્યાણ સાધવાને બદલે આત્માનું અહિત સાધે છે માનવભવમાં કેવી મહાન ભૂલ ? આજે ધર્મ-શાસન મોજુદ છે તો જોવું જોઇએ કે આપણે આત્માને દુઃખના કારાગારમાંથી સ્વતંત્ર બનાવ્યો કે એને પરતંત્ર ? પણ ... કાચો શું તેની જ ખબર નહિ હોય !

દુઃખના કારણભૂત આપણી મલિન વૃત્તિઓ છે. અનંતકાળથી એ વૃત્તિઓને પોષતા આવ્યા છુતા, તે હવે ઘટી રહી છે કે વધે છે? એ તપાસો આપણી હલકી મનોવૃત્તિ, હલકા મનોધોરણ, હલકી વાસનાઓ, અને હલકા મનોવલણ એ જ આપણને દુઃખી કરે છે, એ સ્પષ્ટ છે અનતકાળથી એના દોષોથી આત્મા મલિન છે

—અસૌન્દર્યના આ રૂપને સુદર કરવાની મૂર્ખાઇ —આત્મા કર્મની કેદમા જેનો કદરૂપો છે ને અનતા દોષોની કેદમા બહુ કદરૂપો છે. તેવા આત્માને ઉજ્જવલ અને સુદર બનાવવામા આવે તો અનત કલ્યાણમા એ ઝીલે એમ છે પણ આત્માની સુદરતાને બદલે પુદ્ગલની સુદરતાના મોહક ફંદામા ફસાઇ રાત ને દિવસ તેની સારસભાળ કર્યા કરે, તેથી તો આત્મકલ્યાણથી દૂર-અતિદૂર થવાય છે જગતમા જૂઓ તો, તમને એવો કોઈ મૂર્ખો દેખાય છે ખરો, કે જે પોતાની જાતને કદરૂપી બનાવી બીજાને સુદર બનાવે? કપડા ધોનાર મેલા કપડા પર ધબાકા લગાવે જાય, એના છાટા પોતાને જ ઉડે છે, પણ મો વારેવારે લૂછી નાખે છે. બીજાને સુદર બનાવવા પોતે અસુદર ને કદરૂપો થાય, તે પાલવતુ નથી તરત નાહીને ચોકખો થાય છે પણ એથી ઉલટુ. આત્માની બાબતમા મલિનતાય ખપે છે, અને એને નહિ ધોવાનુય ખપે છે!

કહો તો, કોની સુદરતાની લગની છે? આત્માની કે જડની? ઉત્તરમા જડની એમને?

કોને સારૂ બનાવવાની ખટપટમા છીએ? કહે છે, જડને!

કોની સુદરતામા રાચીએ અને રીઝીએ? તેય જડની!

ને કોની સુદરતા ન મળે તો ખેદ થાય? તે પણ જડની!

આત્માની કોઈ દરકાર? શુ એમ નથી થતુ કે જિનેન્દ્ર સેવકની આટલી કગાલ દશા? શુ જડને કહી ન દઇએ કે તારે

સુદર ન થવુ હોય તો ન થજે, પણ તારી ખાતર હુ કદાપિ અસુદર-કદરૂપો નહિ બનું!

આત્માનુ સૌન્દર્ય-નિખાલસતા — જીવનમા ઘણી ભૂલો થઈ તેથી આત્મા અસુદર છે, તેને સુદર કરવા ગુરૂ પાસે પહેલા પોતાની જાત ખોલી, પ્રાયશ્ચિત કરવાના છે તમને એમ લાગશે કે "ગુરુ ધારશે કે આવો છે?" પણ એવુ નથી જૈનગુરુ તો મહાગભીર! દમયતીના જીવનમા સુદરતા જે આવી તેમા આ નિખાલસ એકરાર રૂપી નિમિત્ત પડ્યુ હતુ પ્રથમના રાણીના ભવમા મુનિ આગળ પોતાની ભૂલ નિખાલસભાવે પ્રગટ કરી હતી કોણજાણે પ્રાયશ્ચિત કરવુ બાકી હશે કે શુ તે થોડા કર્મો નડી ગયેલા, એથી બાર વર્ષના દુ ખ આસુરી ફળ તરીકે નળ-દમયતીના ભવમા ભોગવવા પડ્યા માટેજ બાળભાવે સ્વદોષોને ગુરુ આગળ હુબહુ વર્ણવવાથી માંડી એના પ્રાયશ્ચિત્તરૂપે તીવ્ર તપ અને પશ્ચાતાપ સુધીનુ શુદ્ધિકરણ આ આમા મહાન સૌન્દર્ય પ્રગટાવે છે તે વિના આત્મામા મહાન મલિનતા રહે છે

સ્વ-અહભાવનો નાશ એ આત્મસૌન્દર્ય — ઘણા ગુણો આપણી આજુબાજુ પ્રદક્ષિણા દેતા હોય છે, પણ આત્માની અદર અહભાવ એવો પડ્યો હોય છે કે, 'શુ હુ ભૂલ કરૂ?', એથી ગુણો અદર પેસતા નથી ઘણા ગુણોથી આપણને વચિત રાખનાર હોય તો આ અહ ભાવ અને આત્મછાદન છે કોઈપણ સાધક અહભાવ રાખીને પોતાના આત્મામા ઘણી સંપત્તિ છે એમ માને તે વિકાસ નહિ પામી શકે ગુણો આવ્યા છતા જાતને દોષભરી માનીએ, તેમા ભય કરતા નથી, પણ ગુણો ન આવ્યા હોય છતા જાતને ગુણી માનીએ તેમા ભય કરતા છે

"હુ સુદર નથી હુ તો દોષિત છુ" આ ક્યારે માની શકાય? વીતરાગ પરમાત્મા કેટકેટલા ગુણોવાળા છે, ને આપણે કેટલા દોષવાળા છીએ, તે દેખાય ત્યારે.

એ દેખ્યાનુ શી રીતે મનાય? દા ત કેશર ફૂલ વગેરે સારા દ્રવ્યો લઇને પ્રભુ પાસ ગયા પૂજા કરી મન જો માને કે 'મેં ભક્તિ કરી!' તો ઉભો રહી મનને પૂછવાનુ કે, 'કોની ભક્તિ કેવા દ્રવ્યો લઇને ગયો હતો, ને તારી શક્તિ કેટલી પહોંચે છે? રોજનો હાવ ખર્ચ કેટલો નાખ્યો છે? ને ફુલ કેટલા લાગ્યો છે? તે કેવી રીતે ચડાવ્યા? ભાવથી એટલે? શુ એકાકાર થઈને, અતિશય નમ્રતા દીનતા સાથે? શુ તને લાગ્યુ હતુ કે 'હુ દાસનો દાસ છુ ને પ્રભુ! આપ સમસ્ત જગતના સ્વામીના સ્વામી છો હુ સંસારમા રુટેલો અશરણ નિરાધાર છુ ઇંદ્રોને અને ગણધર ભગવંતોને પૂજ્ય એવા આપની પૂજા કરવાની યોગ્યતા ક્યા છે મારામા? તે સ્થિરતા અને વિશ્રામનુ શું ઠેકાણુ છે મારામા!" આવુ કંઇક લાગ્યુ હોય તો મનાય કે પરમાત્મામા આપણે અનંત સૌન્દર્ય જોઇ આપણા અનંત દોષોથી આપણે કંઈ ઉભગ્યા છીએ આપણુ નમ્ર લાગી, ને સામાન્ય પાણીની આશામા આપણને કોઇએ ઠડાગાર મીઠા શરબતનો ગ્લાસ ધર્યો એના પ્રત્યે કેવો ઉમળકો? હવાનો કોઇ સ્નેહી છે, ઉપકારી છે ખબર છે કે આની પાસેથી મારો લાભ મલે એમ છે, તો ત્યા માત્ર ફૂલ નહિ પણ હૃદયના હૃદય અર્પે તેના ચરણે! 'હા! કામ કરે શેઠનુ ને પાછો કહે છે કે 'કાંઈ આપનુ કામ અમારાથી બનતુ નથી, કાઇ કામ હોય તો જરૂર કહેજો આપનો ઘણો ઉપકાર છે!" આવા કોઇ ઉપકારીએ તો કદાચ દસ પંદર વર્ષનું દળદર ફીટાવ્યુ હશે, છતા ત્યા 'આ તો મારૂ જીવન!' એવી સચોટ માન્યતા ધરાય છે તેમજ એનુ માસુલી કાર્ય કરવા જાય ને કોઈ કહે કે 'લાવો હુ કરૂ" તો કહે 'ના, એ તો હુ જ કરવાનો" આ એક ભવના ઉપકારી પર હૈયુ ઓવારી જાય તો વિચારો, ભવિ ષ્યના અનંતકાળના ઉદ્ધાર કરનાર અરિહંતદેવ પર કેટલુ હૃદય ઓવારી ગયુ? કેટલુ હૃદય-સમર્પણ થયુ? 'ભગવંત આપના જે

આદર્શ તે જ મારા ! જે આપનો પક્ષ તે જ મારો ! જે આપના સિદ્ધાત તેજ માન !' આવુ મનમા નક્કી કર્યા પછી જો માને કે કઇ ભક્તિ કરી, તો તો તે માનવુ હજીય વ્યાજબી છે પણ હું કાક જાણુ છુ એવા ઠસ્સાથી પૂજા કરે, એટલે કે 'હુ ભગવાનનો ભક્ત ખરો, પણ શેઠ ભક્ત' એમ લોકો જાણે એ રીતે પૂજા કરે, એમા સાચી ભક્તિ ક્યા ?

શેઠ ભક્ત જુદા ! અને સેવક ભક્ત જુદા ! બન્નેની ચર્ચા જુદી ગોરનુ ભગવાનના બિબને પકડવાનુ જુદુ, ને સેવકનુ જુદુ ! એવુ પખાલ, અગલુછણુ તિલક ચામરવીજણુ વગેરે જુદુ ! ઇન્દ્રોને નોકરોની ખોટ નહોતી છતા ઇન્દ્ર જાતે પ્રભુને આ ભરતક્ષેત્રથી માડી ઠેઠ ઉચે મેરૂ શિખર સુધી બે હાથમા બહુ માનભેર કોમળ તાથી ઉચકી ચાલ્યા કેટલુ અતર ? લાખ જોજન ઉપર ! પાછા કેવી રીતે ? પ્રભુને પોતે એકલો અડુયો લઇને નહિ, સાથે બે ચામર વીંઝનાર, છત્ર ધરનાર, ને છડી પોકારનારના પોતે જ રૂપો કરીને ! બધું જાતે જ આવી ઇદ્રની ભક્તિ યાદ કરીને જો વિચાર્યું હોત કે આવી રીતે મંદિરમા મે પૂજા કરી ? તો લાભ ક્યા ? અહભાવ અને નારાઇવાળી પૂજા લાભ નહિ આપે કુમારપાળની એકવારની પૂજા, પણ કેવી ? શેઠ પૂજારીના નહિ, કિન્તુ સેવક પૂજારીની ! માત્ર પાચ કોડીના પ્રભુને ફૂલ ચઢાવ્યા તેમા આખો આત્મા પ્રભુને શરણે કરી દીધો ! 'અહો કેવુ અહોભાગ્ય ! ક્યાથી મારે હાથે આ ફૂલ નાથના ચરણે ધરાય' જગતની સેવા અનતકાળ મી કઇ ન વળ્યું, હવે તો આ જીવન નાથની સેવામા 'मम हुज्ज सेवा मज्झे मज्झे तुम्ह चलणाण' આ ભાવ સાથેની પાચ કોડીના ફૂલથી એક પૂજા ! પણ એ પૂજાએ એમને ન્યાલ કરી દીધા ! લાબુ જ્ઞાન લાબી તપશ્ચર્યા કઇ નહિ, છતા 'હુ એટલે કઇ જ નથી સુદેવ, સુગુરુ ને ઉત્તમ પુરૂષો આગળ હુ કોણ ?' આ ભાવે ઉચે ચઢાવ્યા એ ન આવે ત્યા સુધી આરાધના માલ વાળી ન બને તે

આદશ તે જ મારા! જે આપનો પક્ષ તે જ મારો! જે આપના સિદ્ધાત તેજ માન!' આટલુ મનમા નક્કી કર્યા પછી જો માને કે કઇ ભક્તિ કરી, તો તો તે માનવુ હૃદય વ્યાજબી છે પણ હુ કાક જાણુ છુ એવા ઠમ્માથી પૂજા કરે, એટલે કે 'હુ ભગવાનનો ભક્ત ખરો, પણ શેઠ ભકત' એમ લોકો જાણે એ રીતે પૂજા કરે, એમા સાચી ભકિત કયા?

શેઠ ભકત જુદા! અને સેવક ભકત જુદા! બન્નેની ચર્ચા જુદી ગેરનુ ભગવાનના બિમને પકડવાનુ જુદુ, ને સેવકનુ જુદુ! એવુ પખાલ, અ ગલુછણ તિલક ચામરવીંજણ વગેરે જુદુ! ઇન્દ્રોને નોકરોની ઓછાશ નહોતી, છતા ઇન્દ્ર જાતે પ્રભુને આ ભરતક્ષેત્રથી આડી ઠેઠ ઉચે મેરૂ શિખર સુધી બે હાથમા બહુ માનભેર કોમળ તાની ઉંચકી ચાલ્યા કેટલુ અતર? લાખ જોજન ઉપર! પાછા કેવી રીતે? પ્રભુને પોતે એકલો અઢેલો લઇને નહિ, સાથે બે ચામર વીંઝનાર, છત્ર ધરનાર, ને છડી પોકારનારના પોતે જ રૂપો કરીને! બધુ જાતે જ આવી ઇદ્રની ભકિત યાદ કરીને જો વિચાર્યું હોત કે આવી રીતે મદિરમા મે પૂજા કરી? તો લાભ કયા? અહ ભાવ અને શેઠાઇવાળી પૂજા લાભ નહિ આપે કુમારપાળની એકવારની પૂજા, પણ કેવી? શેઠ પૂજારીના નહિ, કિન્તુ સેવક પૂજારીની! માત્ર પાચ કોડીના પ્રભુને ફૂલ ચઢાવ્યા તેમા આખો આત્મા પ્રભુને શરણે કરી દીધો! 'અહો કેવુ અહોભાગ્ય! કયાથી આરે હાથે આ ફૂલ નાથના ચરણે ધરાય' જગતની નેતા અનંતકાળ ફરી કઇ ન વળ્યું, હવે તો આ જીવન નાથની સેવામા 'मम हुज्ज सेवा भवे भवे तुम्ह चलणाणं' આ ભાવ સાથેની પાચ કોડીના ફૂલથી એક પૂજા! પણ એ પૂજાએ એમને ન્યાલ કરી દીધા! લાબુ જ્ઞાન લાબી તપશ્ચર્યા કઇ નહિ, છતા 'હુ એટલે કઇ જ નથી સુદેવ, સુગુરુ ને ઉત્તમ પુરૂષો આગળ હુ કોણ?' આ ભાવે ઉચે ચઢાવ્યા એ ન આવે ત્યા સુધી આરાધના ભાવ વાળી ન બને તે

માલ કોણ લાવે? અશુભભાવનો ત્યાગ અશુભભાવનું કદરૂપાપણુ બહાર કાઢીએ પછી આત્માનું સૌન્દર્ય જાગે.

દમયતીએ પૂર્વ ભવે આ ટાજેલુ, એટલે પછી તો એ દેવગુરુની ભક્તા બની 'ચોવીસ તીર્થંકર દેવને દરેકને એકેક રત્નનુ તિલક ચઢાવુ' એક એકના વીસ વીસ આબીલ હુ કરૂં,' એ કોડ અને એ ઉદ્યમ કર્યા જીવને જ્યા સુધી સસાર ત્યા સુધી જ જાળ તો રહેવાની, પણ જડ ભાવ ટાળ એટલે જ્યા જાય ત્યા મગળ કારી થાય વચમા ભરવાડના ભવ કરી દેવલોકમા ગઈ, ત્યાથી અવી વિદર્ભ દેશના રાજાની વ્હાલનોયી પુત્રી દમયતી થાય છે

દમયતી કેમ દમતી?-એનો જન્મ —દમયતીની માતાને સ્વપ્ન આવ્યુ કાઈ વનમા દાવાનળ લાગ્યો, ને મફેદ હાથી હસ્તી રત્ન જેવો ત્યાથી ભાગ્યો અને વિદર્ભ રાજાના આગણે આવ્યો એ સ્વપ્ન સાથે દમયતીનું દેવલોકમાથી ત્યા અવતરવુ થયું રાણી આ સ્વપ્નની રાજાને જ્યા વાત કરે છે, ત્યા તો ખરેખર એક હાથી આગણે આવ્યો આવ્યો એટલુ જ નહિ, પણ નીચા નમી રાજારાણીને કાંધ પર બેસાડી એ નગરમા ફર્યો આ સ્વપ્ન પરથી 'દવદતી' એવુ મૂળ નામ પડયું આ સાન્વય નામ છે દવ એટલે દાવાનળ, દતી એટલે હાથી જન્મથી કુટુબમા આનંદનો પાર નથી ઉત્તમ જીવ છે કપાળમા જન્મસિદ્ધ તેજસ્વી તિલક છે, જે રત્ન જેવો પ્રકાશ આપે છે

તત્ત્વજ્ઞાન અને એની રુચિ એ આત્મ સૌન્દર્ય —

દમયતી ઉંમરમા આવી એટલે જ્ઞાનની પ્રાપ્તિ કરવી શરૂ કરી શુ જ્ઞાન મેળવ્યું? હાઇસ્કૂલ કોલેજનુ? એલ્જીબ્રા, જોમેટ્રી? જોમેટ્રીમા નિષ્ણાત કોણ બને? સુતાર આ સુતાર નહોતી, જૈન હતી એણે તો નવતત્ત્વનુ, જીવાદિ ષડ્દ્રવ્યનું, સમ્યક્દર્શનાદિ મોક્ષમાર્ગનુ, સ્યાદવાદ-સિદ્ધિનુ, કર્મની થિયરીનુ, નય નિક્ષેપનુ, વગેરે વગેરે

ઘણું જ્ઞાન મેળવ્યુ એ બધી ગમતી વાતો એને કેમકે તેનો આત્મા દર બનીને આવ્યો હતો હવે વધુ સુદર બનવાનુ હતુ શી સુદરતા? ઉત્તમ કોટિનું તત્વજ્ઞાન મેળવવુ તે સુદરતા જે જીવો અતગત્મ દશાને પામેલા હોય તેનો આત્મા હોશથી તત્વજ્ઞાની બનવા ઉદ્યમ કરે બહિરાત્મ દશાવાળા જીવો અજ્ઞા ા અને મિથ્યા જ્ઞાનમા કુટાય છે

બહિરાત્મા એટલે—કાયાને જ આત્મા તરીકે ગણે એટલે કાયાનુ જે તે પોતાનુ માને કાયામા અનાજ ગયું, તો માને કે હુ ધરાયો અને પુષ્ટ થયો પછી ભલેને ધર્મ વિના આત્મા દુ ખી દુબલ હોય કાયા મેલી તો પોતાને મેલો માને, કાયા માદી તો પોતાને મ દો માને, કાયાના સગાવહાલા જો હયાલ નહિ, તો પોતાને એકલો અટુલો માને, કાયાને સગવડ તો પોતાને સુખી માને, અગવડ તો દુ ખી માને! આમા ક્યાય આત્માનો મેલ-મદવા'-એકલાપણુ-સગવડ-અગવડ આવી? ના, એ બહિરાત્મદશા છે તે પાપરૂપ છે "આતમ બુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાત્મ અઘરૂપ" અઘરૂપ=પાપરૂપ

અતરાત્મા કેવો? —આનદઘનજી મહારાજ કહે છે કે કાયાદિકનો હો સાખીધર રહ્યો અતર આતમરૂપ, સુમતિ ચરણકજે આતમ અરપણા, દરપણ, જિમ અવિકાર, સુજ્ઞાની" સુમતિ નાથ ભગવાનના ચરણકમળમા મારો આત્મા અર્પિત હો! શું? શી રીતે અપણુ? બહિરાત્માઓ જગતમા જે મત અને વલણ કાયા માટે ધરાવે છે, તેને ખસેડીને આત્મા માટે ધગવીને, કેમકે સુમતિનાથ ભગવાનના ચરણકમળ નિર્મળ અવિકારી દર્પણ જેવા મળ્યા છે, એટલે બીજે નહિ ઝુકવાનુ સુગધી કમળ
ક ચેરીને કોણ ભજે? આત્મા તો કાયાનો સાક્ષી
કહેવાય એ આત્માના પ્રમાદ, મ

ક્ષમાદિ સ્વરૂપ આતમકુટુબથી રહિતપણુ, અગવડ વગેરેમા જ પોતાને માદો, મેલો, એકલાઅટુલો અને દુખી માને' પણ કાયાના મદવાડમેલ વગેરેમા નહિ!

આતરભવનની ત્રન ચાની —આતરભાવ એટલે કાયાનો સાખીધર સાખીધર એટલે કાયાના રગમાત્ર જોયા કરવાના કર્મને પરલી પડેલી અર્થાત્ કર્મના ઉદયને વશ પડેલી કાયાને કેવા રગ કરવા પડે છે, તે ફકત આત્માએ નિહાળવાનુ એમ સમજીને કે 'કાયા એ હુ નહિ કાયા તે ભાડુતી ને આત્મા તે હુ!'

જેટલા પ્રમાણમા ઊંધુ કરે તેટલા પ્રમાણમા માને કે આ ભાડુતી કાયાના મોહથી મે આ કાર્ય કર્યુ ખાવાની લગ ી નથી, પણ કાયા હાલવાની ના પાડે છે તો ખાવાનુ કરે છે એ પણ રસ લઈને નહિ, કિન્તુ સાક્ષી તરીકે અર્થાત ખાવાની ક્રિયા પોતાની જગય નથી સમજતો એમ કાયાની દરેક વાતમા પોતે માત્ર સાક્ષી રાખે, પણ અમાનુ કશુ જ પોતાનુ માનનારો નહિ તમે રસ્તે જતા હો, અને સિપાઇ પરાણે તમને રસ્તે જતા કોઇની સાક્ષી માટે કોર્ટમા લઇ જાય, તો શુ કરો? અલિપ્ત સાક્ષી બની ઓછામા ઓછી પચાતે પતાવોને? તેમ આ આપણે આપણી કુટિલતાથી કર્મસિપાઈના હાથમા પકડાઈ ગયા છીએ તો આપણે તો સાક્ષી માત્ર દેવાની ટૂકે પતાવવાનુ પોતાનુ નહિ કરવાનુ રસ નહિ લેવાનો માણસ કાયાની ક્રિયા પોતાની કર, એમા રસ લે એટલ કર્મથી બધાય પણ પોતાની ન કરે, રસ ન લે, ટુકે પતાવે, માત્ર સાક્ષી બને, તો છુટકારો પામે રસ લે એટલે પરતંત્ર ને સાક્ષી બને કે સ્વતંત્ર શુ પસંદ છે? પરતત્ર રહેવાનુ ને બધાવાનુ? કે સ્વતત્ર રહેવાનુ અને છૂટવાનુ? બધાવાનુ પસદ ન હોય તો

(૧) રસ લેવાનુ છોડી, ઉદાસીન બનવાનુ રાખો.

(ળ) પોતાનુ માનવાનુ છોડી દઇ પારકી એવી કાયાનુ જ માનો અર્થાત્ પારકી વેઠ માનો.

(ઙ) શાબ્બુ વેતરવાનુ માટી વાળી ટૂંકે પતાવવાનુ રાખો

માણસ ઉંધુ કરે, ને એમ પણ સમજે કે હું તેની પાછળ ખોટો ઘસડાયો, છતા પાછો રસ લે તો ભારે નુકસાન! બહિરાત્મા એ કાયાને જ આત્મા માને છે એમા જ ભરપૂર રસ લે છે એટલે એને તો આત્માને સુંદર બનાવવાની વાત નહિ તે તો જુએ છે કે કાયાનો મેલ ગયોને? બસ થઈ ગયા સુંદર! પણ એના કરતા કાંઈ ગુણો મેલ ને દાઘ આત્મા પર લાગેલા હોય તેની જરાય ચિંતા એ નહિ કરે બહિરાત્માઓ બાહ્ય પુદ્ગલની સુંદરતાના ખપી, ને અંતરાત્માઓ આત્માની સુંદરતાના ખપી

બહારની સુંદરતામા (૧) ખર્ચ લાગે, (૨) મહેનત લાગે, ને ઉપરથી ૩) બેવકૂફ બનવાનુ થાય મેલુ થયેલુ ધોળીયુ સાફ કરવા છ આનાનો સનલાઇટ જોઇએ બાહ્યની પાછળ કેટલી ગમાયણ? કેટલી લોથ ને ખરચ? સાથે વળી ભોગ? ને છેવટે ગુણ અને સુખમય વેડરી નાખવાની મૂર્ખાઇ! જો આત્મા જાગત તો સાક્ષી કર્મના ઉદયથી ખેંચાણો તે કર્તા જાગત આત્માને ખરાબ કામ કરવાનુ પસંદ નથી પણ કર્મનો ઉદય ગળચીમાથી પકડી લઇ જાય છે, એટલે કરવુ પડે છે છતા એ કરે છે વેઠીઆ વેઠ જેવુ, રસ લીધા વીના, સાક્ષી તરીકે, કર્તા તરીકે નહિ એટલે સ્નાન કરવુ પડયુ તો માને કે આ પારકી વેઠ કરવી પડી 'શુ કરીએ? આ દેહની ગુલામી લઈ બેઠા છીએ તે આ કરવુ પડે છે પણ હવે એને ગમે તેમ પતાવો' આવી સાક્ષીની માન્યતા એથી ઉલટુ આલોચણા–પ્રાયશ્ચિત–પશ્ચાતાપ વગેરે આત્મસ્નાનમા પૂર્ણ રસ લે એ જીવનની કોઈ ધન્ય પળે આત્મા સાક્ષી કેવો બની જાય છે, તેનો એક પ્રસંગ જુઓ દમયન્તીના ચારિત્રમાનો નળના ભત્રીજાનો એ પ્રસંગ છે, આગળ પર બને છે

કાયાની વાતમા આત્માનુ સાક્ષીપણુ એ આત્મસૌન્દર્ય છે — જ્યારે દમયંતી જંગલમા છે, ત્યા એક આચાર્ય મહારાજ તેને જોવા મળે છે તેમની સાથે એક કેવળજ્ઞાની મુનિ છે કેવળજ્ઞાની મહર્ષિને અધિકાર પૂછવામા આવે છે, એટલે એ કહે છે કે ' હુ નળ રાજાના ભાઈ કુબરનો પુત્ર છુ, ને મારૂ નામ સિંહકેશરી " કુબર એટલે કોણ? નળરાજાને દ્યુતમા હરાવી જંગલમા તગેડી મૂકનાર એ કુબરના પુત્ર આ કેવળજ્ઞાની મુનિ છે બાપદિકરાના અંતર કેવા? એ કહે છે કે " હુ સિંહકેશરી, એક રાજકન્યા બન્ધુમતી સાથે મારા લગ્ન થયા લગ્ન કરી ઘેર પાછા ફરતા વચ્ચે રસ્તામા અવધિજ્ઞાની ગુરુનો ભેટો થયો આર્યદેશમા મહાત્માઓની વિપુલતા! તેમ ભક્તિની પણ વિશાલતા! આજે તો કોઇ સ્થળોમા જાણે લોક થાકી ગયુ લાગે છે એનું કારણ શુ? પૂર્વકાળમા કટાળો નહિ, ને આજે કેમ? એમા હજીય સાધુઓની સારી સખ્યા પર મધ્યમ માણસોને હર્ષ હોય, ત્યારે કેટલાક શ્રીમત પોક મૂકતા હોય છે, કે આટલાને આટલા ઠાણા અહિ પડી રહે છે' પોકનું શુ કારણ એજ, કે પૂર્વે લોક ખાઇને રાજી નહિ પણ ખવરાવીને લઇને નહિ, આપીને, સ્વાર્થની નહિ પણ પરોપકારની વૃત્તિ કેળવીને, ખૂબ સત્સમાગમ સાધીને ખુશ આજે એથી ઉલટુ છે પેલા કેવળજ્ઞાની મહર્ષિ કહે છે કે હુ ત્યા પ્રણામ કરીને બેઠો દેશના સાભળી કે 'મનુષ્ય આયુષ્ય અલ્પ અને ચચળ છે ત્યારે બીજી બાજુ એમા જ ધર્મ કરવાની મોટી મોસમ છે" મને થયુ કે 'લાવ, આયુષ્ય પૂછી લેવા દે.' પૂછ્યુ એટલે અવધિજ્ઞાની ગુરુએ કહ્યુ કે "પાચ દિવસનુ આયુષ્ય બાકી છે" આ સાભળી આત્મા ચોકયો! હવે તો માયાનો માત્ર સાક્ષી બન્યો 'અહો! આવો ઉત્તમ ભવ મે કયા વેડફી નાખ્યો? કાયાના મોહમા ફસાઈ માત્ર કાયાને જ અનુકૂળ એવુ કરવા પાછળ મે મારા આત્માનો મહામૂલો માનવસમય બધો જ ખુવાર કર્યો? એમાય કાયાનુ સુધરવાનુ પુરૂ તો થયુ નહિ, અને આત્માનું

એટલે કે મારૂ પોતાનુ સુધારવાનુ હોય સરાસર ગુમાવ્યુ બસ, હવે પાચ દિવસ હાથમા છે, એમા શક્ય તેટલુ સારૂ આત્માનુ કરી લઉં' એમ વિચારી મે પેલી નવોઢાને કહ્યુ કે હવે અમારે આ દિશા છે એ કહીને તરત મે ચારિત્ર લીધુ ! ગુરૂની વાણીએ અતરાત્મામા આત્મપશ્ચાતાપ અને શુભધ્યાનનો અગ્નિ આરે પ્રગટાવ્યો એમા ઘાતી બળીને ખાખ થઇ ગયા ! કેવળજ્ઞાન પ્રગટયુ " આત્માનુ સ્વરૂપ વિચારો 'હુ આત્મા શુદ્ધપણે તો માત્ર સાક્ષી છું, પણ મોહનો દરીયો હોળુ છુ, તે ખોટુ છે આ જે હું કર્તા બહારના ભાવોનો બનુ છુ, તેથી બોલબાલા કાયાની થાય છે, આત્માની નહિ ' એ સમજ આવવી જ જોઇએ

પ્રશ્ન —બન્નેએ દીક્ષા લીધી ?

ઉત્તર —અરે તમે એટલા લેશો તોય ચલાવી લેવાશે શુ કહ્યુ ? કર્તા બનવા જે દોડે છે, તેણે વિચારવુ કે જે કર્તાગીરી કરુ છુ, બાહ્યભાવોની, તેથી તો બોલબાલા કાયાની થાય છે આત્માની નહિ આત્માનુ તો ઉલ્ટુ લૂટાઇ રહ્યુ છે આમા દમ જરાયે નહિ નભે આપણને કર્મના ઉદય તો છેજ તથી દા ત જો બરફી ખાવાનું પુણ્ય મળ્યુ છે તો જીવ બરફી ખાતો હોય તો ખાવા દો. એમ નહિ એ તો ભૂખ લાગી છે, તેથી પેટમા નાખવુ તો પડશે. એટલે લુખુ નાખવાનું ત્યા પણ સાક્ષી તરીકે રહેવાનુ જીવ સાક્ષી છે કે કર્તા, એ ભેદ કેમ ખબર પડે ? મન અને હૃદયની વૃત્તિ પરથી આપણી પાસે મન અને હૃદય બને છે કોઈ વખતે મન હા પાડે, ને હૃદય ના પાડે છે તો કોઈ વખત હૃદય હા પાડે ને મન ના પાડે છે હૃદય એટલે તત્ત્વદૃષ્ટિએ વિચાર કરનાર મન એટલે ઇન્દ્રિયોની અનુકૂળતા જોનાર અસ્તુ

આત્મસૌન્દર્યમા આરા આચારોની મર્યાદા અને મનની પવિત્રતા આવે —આવો હવે દમયતીના જીવનમા જન્મ્યા પછી આર્યસંસ્કૃતિમા દમયતી પ્રવીણ બની શુ આવે આર્યસંસ્કૃતિમા ?

જો પેઠી તો ભય કરતાનો પાર નથી આર્ય સસ્કૃતિમા બીજુ શું આવે ? વિશ્વ પ્રત્યેનો પ્રેમ અને મૈત્રીભાવ એથી મન એટલુ કોરૂ બનાવ્યું હોય કે કોઈની પર વેર કરવાનુ ગમે નહિ આર્ય સંસ્કૃતિની આ બક્ષીસ છે

દમયંતી મોટી થઇ, લગ્ન માટે સ્વયવર મડાયો દમયંતી વરમાળા લઇને નીકળે છે એને ઓળખાણ કરાવવામા આવે છે આ આવા વિદ્વાન છે, આવા પરાક્રમી છે પણ દમયંતીને કોઈ પસદ નથી આવતુ એમા આગળ જતા નળરાજાને કઠે વરમાળા આરોપી, ત્યા તો કૃષ્ણરાજ ક્રોધથી લડવા ઉભો થઈ જયો 'તુ આને લઇ જાય ' દમયંતીને તો હુજ પરણવાનો' નળ કહે છે, 'રહેવા દે ! ગુસ્સે શાને થાય ? કયા તને દમયંતીએજ વર્યો છે ?' બન્ને ઉભા થઇ ગયા લડવા ! ત્યાં દમયંતીને વિશ્વ પ્રેમની ભાવના ડખી રહી છે એ વિચારે છે કે, "ધિક્કાર છે મારા આત્માને કે માનવ વધે આ ? હે દેવ ! જો મે અરિહંતનાથની સેના બરાબર કરી હોય, એમના વચન પર અચોટ શ્રદ્ધા કરી હોય, તો ઇચ્છુ છુ કે બન્નેના સૈન્યનુ કુશળ થજો ' આ કયા દિલ હશે ? મસારમા રહેલાના કે બહાર નીકળી ગયેલાના ? જીવનમાથી શોધી કાઢો કે એવી કોઈ ઘડી યાદ આવે છે કે આપણો દ્વેષી આપણી સામે ઉભો હોય તે વખતે આપણે પ્રેમજ પીરસ્યો હોય, દ્વેષ નહિ ! દમયંતીના આત્માનું આ સૌન્દર્ય છે 'એક તો લગ્નના મોહની વસ્તુ એટલે પાપની વસ્તુ, અને પાછુ એના ઉપર આવા કલેશ કલહના પાપ ! તે પચેદ્રિય માનવોના વધ થઇ જાય ત્યા સુધીની વાત ! અહો ! અનતકાળેય દુર્લભ એવો આમને મળેલો મોઘેરો માનવ ભવ મારી ખાતર આમ મૃત્યુના અગ્નિકુંડમા હોમવાની તૈયારી !! બિચારી બન્ને સેનાનુ ભલું થાઓ' દમયંતીના આત્મામા વસ્તુસ્થિતિનુ સાચુ જ્ઞાન, પાપની પીછાણ, અધિક

પાપનો ખામ અણગમો, ગરૂનાય હિતની ચિંતા, અન્યનાય માનવભવના મૂલ્યાકન, ઈત્યાદિ ઘણુ ઘણુ સૌન્દર્ય છે આમા નગરાજા ગાજ્યા જાય એમ નહોતા કૃષ્ણરાજનુ ખડ્ગ પડી ગયું એ માફી માગે છે સમાધાન થયું ત્યા લગ્ન મહોત્સવ ભવ્ય રીતે ઉજવાય છે પછી નિષધનાજા પુત્ર નળ અને પુત્રવધુ દમયતી સાથે માગ વળ્યા

સંધ્યાકાળ વીતી ગયો છે હવે વચ્ચે અટવીમા અધકાર પડે છે આગળ રસ્તો સુઝતો નથી નળને ખબર છે દમયતીના તિલકની એટલે સુતેલી દમયતીને જગાડી કહે છે, 'દેવી' પ્રકાશ કરો' દમયતી ઝટ બેઠી થઇ પ્રવાસના રસ્તે ઉડની ધૂળે ધીમે ધીમે તિલક ઢાકી દીધુ છે પણ જ્યા કપાળ પરથી સાડીના છેડે ધૂળ લુછી, ત્યા તો ઝટ પ્રકાશ નીકળ્યો રસ્તો પ્રકાશિત થયો પ્રશ્ન થશે કે આવી મોટી ભીમરથ રાજાની પુત્રી, ને પરાક્રમી તથા વૈભવી નળની મહાન રાણી બનનારી, તેના મો પર ધૂળ લાગી જતી હશે? શુ મો લૂછવા રૂમાલ નહિ હોય? પ્રશ્ન વિચિત્ર લાગે છે કેમ? ચરિત્રો બરાબર શીખતા નથી, નહિતર એ ઘણી વાત શીખવી જાય છે હાથમા રૂમાલ ગમી વારે વારે મોઢુ લૂછ્યા કર્યુ હોત તો ધૂળ શાની લાગત? આજે તો ભલેને મુબઈ જેવા શહેરમા ધૂળનું નામ નિશાન ન હોય, તોય મો છવાના ટાયલા ચાલુ ખબર નથી કે' મૂખ ' કદાચ કાયા પુદ્ગલને ધૂળ લાગી જાય, પણ તેમા કયો ગણુ આત્માનો કપાઇ જવાનો છે કે વારેવારે મો લૂછ લૂછ કરે છે? એટલો ટાઇમ કોઇ પરમાત્માની સ્મૃતિ કરી હોત, તત્ત્વની વિચારણા કરી હોત, શુભભાવના ભાવી હોત કે આત્માની ચિંતા કરી હોત તો ટાઇમ લેખે લાગત' શા મ ઉચા રત્ન જેવો કિંમતી ટાઇમ
હોવસાની ખ પણ કહો કે, 'જડ પુદ્ગલ

બેપરવાઈ'–એજ જે આત્માનું સાચુ સૌન્દર્ય છે, એના આજે વાધા છે એનુ આ પરિણામ છે કે ફેશન અને ટીટિયારી, ટહેલટપ્પા ને ટાયલા ખુબ વધી ગયા

એક વખતના પ્રભુને ધરેલા ચોરીમ તિલક આ તિલક આપ્યું હતુ પણ એ તો સામાન્ય તિલક હો પણ એને મળેલુ ધર્મતિલક મહાન હતુ તિલકની પૂજા કરતા આવડી જોઇએ ફકત ટીલા નહિ કરવાના પૂજામા એવી માથાકૂટ નહિ કરવાની કે, કેસર બરાસ ન હોય તોય ચાલશે, પખાલમા દૂધ આપણે નહિ હોય તોય ચાલશે, ફળ એમ જ અને નાનુ હશે તો ચાલશે ફળ નૈવેદ્યની તો આજના કાળે ક્યા સગવડ બની શકે? એટલે એ નહિ હશે તો ચાલશે''
આત્મકલ્યાણની વાતોમા આવી માથાકૂટ કરવી એ આત્માના સૌન્દર્ય નથી એ તો મલિનતા છે આપણા પૈસાથી ઊચામા ઊચી વસ્તુ, અને તેય હૃદયના ઉછળતા ભક્તિભાવથી પ્રભુને ધરત ની.

નિષધરાજે કેટલાક વખત પછી વિચાર્યુ કે 'હવે અવસર આવી લાગ્યો' એટલે નળને રાજા બનાવી પોતે ચારિત્ર લીધુ શા માટે? સંસારરૂપી તલાવના એક કીડા બની રહી એ કિચડમા પ્રાણ પુરા નહિ કરવાના, પણ કમળની જેમ કીચડીયા સંસારથી ઊચે આવી દીક્ષિત થઈ મરવાનું એ આત્મસૌન્દર્ય છે

અહીં નળ રાજા સાથે હવે નાનોભાઇ કુબર યુવરાજ થયો પણ દાનત ખોટી! બહિરાત્મા, પોતાનો બાહ્ય તુચ્છ સ્વાર્થ સધાતો હોય, તો પછી ભલે આત્મા ગમે તેવો કદરૂપો થાય તેની પરવા નહિ કરે! શરીરની કદરૂપતા દૂર કરવા કાયાકલ્પો કદાચ કામ કરતા હશે કે નહિ, પણ આત્માની કદરૂપતા દૂર કરવા અહીં સચોટ ધર્મ રસાયણો મળે છે એના પ્રયોગનો અવસર અહીં અત્યારે છે કરાવવો છે ચેતનકલ્પ?

નળ એક વખત કુબર સાથે દ્યુત રમવા બેઠા દમયતી ગભરાઇ તેણે ના પાડી પણ નળને તો ટેસ લાગ્યો પાઠો એ હારે છે ત્યા પાપનો ઉદય જાગવાની તૈયારી છે એટલે ઉપરાઉપર હારવા જ માડ્યો દમયતી ના પાડે છે, કે "ભલે આમ તમે એને આખુ રાજ્ય આપી દો, પણ દ્યુત રમી જગતમા નિંદાને પાત્ર થઈને ન આપો ' દમયતી તત્ત્વવિદુષી છે! એને મત ભેટ તરીકે કુબરને આખુ રાજ્ય આપી દે તો વાધો નહિ પણ આ દ્યુતનુ કામ ન જોઈએ એ ચોધાર આસુએ રડી પણ નળ એકનો બે ન થયો

પૂર્વભવમા મુનિને રોકવા પાછળ ઘણો પશ્ચાતાપ કર્યો હતો પણ તે પાપના અવશેષરૂપી કદરૂપતા આત્મામાથી ન ટળી તે ન જ ટળી બાર ઘડીના બાર વર્ષ ? કેટલુ ફળ ? પાપના ફળનો હિસાબ હશે કે નહિ ? આપણું એક શાસ્ત્ર બગાલમાથી બહાર પડયુ તેના પર એક યુરોપિયને પ્રસ્તાવના લખી પણ એક ટીકા મૂકી દીધી કે જૈન શાસ્ત્રોમા અતિશયોક્તિ ઘણી! આજના જૈન ધર્મના કહેવાતા પ્રશસકો કેટલુ ઉંધુ મારે છે ભવભીરુ આચાર્યોએ લખેલી સૈદ્ધાન્તિક સત્ય હકીકતને અતિશયોક્તિ કહી અસત્ય ઠરાવવાના પ્રયત્ન આજે છડેચોક થઇ રહ્યા છે ત્યા આપણાવાળા કેટલાકો ખુશી થાય છે કે વાહ યુરોપીઅન પણ જૈનધર્મની કેવી પ્રશસા કરે છે!

અહીં એ ખાસ સમજવુ જોઇએ છે કે પાપાચરણ એકલા કાયાના નથી મનના પણ હોય છે એમાય હૈયાના ભાવની ઉગ્રતા પણ કામ કરે છે મનના પાપ ઘણા મોટા હોય છે કાયાના પાપ રાઈ જેવા ગણીએ તો મનના પાપ પહાડ જેવા કહેવાય! નળદમયતીએ પ્રથમ ભવમા મુનિને રસ્તે આવતા અપશુકન માન્યા ત્યા એ વિચાર નહિ કે 'તને જેમ રસ્તે જવાનો અધિકાર છે, તેમ તેને પણ છે, તેમા અપશુકન ગણી મનમા લેશ્યા શુ વાળે ?' પછી તો સામાન્ય નયોગ જોરદાર

ગુન્હો! પાછા વળી મહા બ્રહ્મચારીને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો! તેના હિસાબમા અહિ બાર વર્ષ રાજ્યભ્રષ્ટતા એ સજા શુ મોટી કહેવાય? સાતમા મજલે અગાશીની પાળે સહેજ અરબડીયું ખાય, તો સજા કેટલી?

દમયંતીની બધી કાકલુદી અવગણીને નળ બધુ હારી ગયો અગ પરના વસ્ત્રો સુદ્ધા! કુબર કહે છે, "ઉભા થાઓ હવે રાજ્યની બહાર નીકળી જાઓ" નળ તૈયાર છે જવા, દુ:ખથી નહિ, આનદથી! 'હુ રમેલો છુ ને હુ જ હારેલો છુ' નળની પાછળ દમયંતી ઉભી થઈ એટલે કુબર કહે છે 'એ તુ ઉભી રહે તુ કયા જાય?' પણ મત્રીઓ ડાહ્યા, તે કહે છે, "ઉભા રહો મહારાજા, એ તો મહાસતી છે! બાળીને ભસ્મ કરી નાખશે રોકશો નહિ એમને" દમયંતીને જવા દીધી સદાચારની એ દુનિયા હતી, લોકજીવનમા સદાચાર મુખ્ય

અફસોસ છે કે મહ સદાચારની માનવનામાથી નીચે ઉતરી દુરાચારની પશુતામા પગરણ મડાઇ જવાનો આ કાળ આવી લાગ્યો છે! દુરાચાર, માનસિક, વાચિક અને કાયિક વધતા ચાલ્યા છે

હવે જુઓ દમયંતીની બીજી એક આત્મસુદરતા નળે દમયંતીનો એક અક્ષર ન માન્યો છતા નળને લેશ પણ રોણા મારવાની વાત દમયંતી પાસે નથી "જોયુ? આ અમારી વાત ન માની, એટલે હવે જાતે મરો, ને સાથે અમને મારો!" આનો કેમ રોણા નહિ? 'જે બન્યુ તે ભાવિભાવ' એમ માનવાની સુદરતા એના આત્મામા સનાતન હતી 'હુ એટલે કોણ? કર્મસિદ્ધાત ભણેલી પતિ જો જગલમા જશે તો હુ પણ સાથે' પત્નીનું જીવન પુરૂષ સાથે ઘડાયેલુ છે! આના ચરિત્રો સાભળી ઉત્તમ પુરૂષના ગુણની વિચારણા કરતા હો, તે શા માટે? ગુણ લાવવા માટે દુર્ગુણોમા

પકડાયા રહેવા નહિ. નહિતર તો ત્યાના ત્યાજ અટકવાનુ થશે અગર પાછા પડવાનું થશે

દમયતીએ કહ્યુ છે, 'જરાયે ચિંતા ન કરો જ્યા ઝાડ ત્યાજ વાયા" મત્રીઓ કહે છે "પ્રભુ વનમાલ લેતા જાઓ રાજાનો નહિ, અમારો" નગ ના કહે છે તો દમયતી કાનમા કહેતી નથી કે "સમય ઓળખી લોને" આત્માની સુદરતા શુ? મરન! સત્ત્વ એટલે કોઈપણ આપત્તિ આવે, તે સહાય વિના સહર્ષ સહન કરવાની તયારી! તે વખતે દમયતીએ ન કહ્યુ કે 'સુખ સગવડ વિના નહિ ચાલે!' મનને ઉલ્લસિત કરી લીધુ કે, બધુય ચાલશે' અનશ્ય વેઠવાનુ જે દુખ તેને ગહન વેઠવુ, તે તો બાયલાપાડ્ છે તેને હસીને વધાવી લેવુ તે સાત્ત્વિકતા છે દમયતી તો એમ માનનારી છે કે, 'મારા પતિ માગ મોહથી પણ દીનતા નથી કરતા, તે હુ આવા પરાક્રમી પતિ પામવા પુણ્યશાળી બની છુ' આ સાત્ત્વિક વિચારણા છે પૂર્વે જ્યારે એ પરણીને આવે છે, ને દૂરથી અનેકાનેક જિનમન્દિરોની ધજાઓ દેખાય છે, ત્યારે નળ તેની ઓળખાણ કરાવે છે કે, 'આ નગરી, કે જ્યા મન્દિરોની ધજાઓ દેખાય છે, તે આપણી છે!' ત્યા દમયતીએ વિચાર્યું હતુ કે, અહો! ધન્ય છે મને! કે આ ચૈત્યોને જુહારવાનું મલશે' હૃદયની આવી બધી સુવૃત્તિઓ સત્ત્વના ઘરની છે દમયતીના જીવનચરિત્રમા સત્ત્વભરી અને આત્મસૌન્દર્યની અનેકાનેક વાતો ભરી પડી છે

મત્રીઓએ ન માન્યુ ને આગ્રહ એટલો કર્યો કે છેવટે રથમા બ નેને બેસીને જવુ પડયુ રસ્તામા એક મહાન ઉચો સ્થભ આવ્યો તેને ઉખેડનાર ત્રણ ખડનો માલિક થશે એવુ મુનિએ પૂર્વે ભાખ્યુ છે નળને તો તે રમત વાત એટલે એ બહુ ઉચો સ્થભ ઉંચક્યો, ને પાછો સ્થાને

એના સત્ત્વ પર ઢિંગ થઈ ગયું અહીં જોવાનું એ છે કે (૧) આટલું બળ હતુ છતા કર્મના ઉદય વેઠના પડે, તેમ (૨) બળનો ગેર ઉપયોગ નહિ! કુબરને દબાવવાની અન્યાયની વાત નહિ! કેમકે આત્માને સુદર બનાવીને આવ્યા છે! એ સુદરતામા વધારો કર્યો, અયોગ્ય માર્ગમાથી બળનું સરક્ષણ અર્થાત કુબરને બળ બતાવી અન્યાયથી હરાવવાની વાત નહિ તથા સકટ સહ્ય વધાવી લેવાનાં સત્ત્વ, વગેરે સુદરતાનો વધારો કર્યો

નળ દમયતીને પૂછે છે, 'ક્યા જવુ છે?'

દમયતી કહે છે, 'ચાલો, માતા પિતાના અતિથિ થાઓ'

નળ કહે કે 'આ સ્થિતિમા મારે આવવુ ઠીક નહિ તમે ત્યા પહોચી જાઓ' શુ? સસરાના ઓશિયાળા નહિ થવાનુ, જાતમહેનત ઝીંદાબાદ ત્યારે દમયતી કાઇ જાય? જગલનો રસ્તો લીધો બનેએ નિર્ધાર કરી લીધો 'જે થવુ હોય તે થાઓ' આત્મસૌન્દર્ય કેવા! (૧) કર્મના મહાન ઉપદ્રવ સામે અત્યત નિડરતા, (૨) સુખ ભોગવવાની જેમ દુખ ભોગવી લવાની આવડત, (૩) સ્વકર્મ સિવાય બીજી કોઇનેય દોષ કાઢવાની વાત નહિ, (૪) દીનતા અને ઓશિયાળાપણુ નહિ, (૫) પતિની છાયા એજ મહેલ આ બધામા મન ઉદાર ઉજળુ, અને ઉન્નત બને છે એજ મહાન આત્મસૌન્દર્ય

નળ-દમયતી જગલમા ચાલ્યા ભીલો મળ્યા એ તીરકામઠા સાથે દોડી આવ્યા, ત્યા નળ સહે? તલવાર લઇને ઉભો થઈ ગયો દમયતી હાથ પકડે છે, 'સસલા પર સિંહની ભૂલ ન હોય' તમે તો ત્રણ ખડના વિજેતા આમા તમારૂ કામ નહિ હુ હુકારાથી તેને દાબી દઉં છુ!" એમ કહી હુ હુ હુ કર્યું એ હુંકારમા શુ હતું? અરિહતની ભક્તિનો વિશ્વાસ, અમે એટલે અરિહતના માનનાર! બની શકે નહિ કે અમારી સામે વિઘ્ન ઉભુ રહી શકે" ખરેખર

બન્યુ પણ તેવુ જ! ચાર ટુકારમા પેલા ઉભી ગયા પરંતુ પછી જ્યા નળ આ બાજુ ભીલો સાથે વાત કરે છે તે દરમીયાન એક ભીલ રથ લઇને પલાયન થઈ ગયો! કેવી આપત્તિ પર આપત્તિ! એકલા ને અટુલા નળ-દમયતી ઉભા રહ્યા! આપત્તિ સમયે હીનસત્ત્વ નહિ બનવાનુ જે આક્રમણ આવે તે વેઠી લેવાનુ આપત્તિ સંપત્તિ કર્મની ચિઠ્ઠીના હિસાબે આવે છે તો જે નાનો કોઇની ચિઠ્ઠી પર બનતી હોય તેના પર ચિંતા શા માટે? પાપ કર્મની ચિઠ્ઠીથી જે આપત્તિ અવશ્ય ઉતરી આવે છે તે પર આપણે ચિંતા ક્યાં કરીએ, તેમા કઇ વળે એમ નથી આવે વખતે તો અરિહંતને યાદ કરવાનો સારો અવકાશ છે આપત્તિના નિમિત્ત બીજા કેટલાય પાપ નવકારમંત્રના સ્મરણથી ધોવાઇ જાય'

બન્ને આગળ ચાલ્યા દમયતી થાકી ગઈ છે સુકોમળ કાયા મખમલ પર ચાલવા યોગ્ય જે મુલાયમ પગ, તેમા જાણે એક ચામડી બીજી પર ચડી ગઈ, તેવા પગના તળીઆ થઇ ગયા, લોહી નીકળીને પાછુ ધુળ સાથે ચોંટે છે નળે વસ્ત્રનો છેડો ફાડી પગે પાટા વીંટ્યા અડધું વસ્ત્ર પાથરી દમયતીને સુવાડી દમયતી ઉંઘી ગઈ ઘસઘસાટ પણ નળને ઉંઘ નથી એને થાય છે, કે 'શુ હું આ સ્થિતિમા સાસરે જાઉં? આના કરતા આ જાય તો સારૂ' કપડુ ફાડીને તેના છેડા પર પોતાના લોહીથી લખ્યુ કે, 'જમણી બાજુનો રસ્તો વિદર્ભ તરફ જાય છે, અને ડાબો રસ્તો કોશલ તરફ જાય છે ઠીક લાગે તે રસ્ને ચાલ્યા જજો' પોતાનો જુદો રસ્તો જોઈ લે છે, જવા તૈયાર થાય છે પણ જુએ છે, કે 'આ દમયતી અત્યારે જમીન ઉપર અડધા વસ્ત્ર પર ઉંઘે છે કર્મની કેવી વિચિત્રતા? મે મૂર્ખે જુગારનુ કુકૃત્ય કરી આની સુકોમળ કુલીન અને કલાવતીને આ મહાન આપદામા ઉતારી. આ કેટલી મારે પ્રત્યે રક્ત અને ભક્ત! પણ હું એને હવે મારી સાથે દુખમાં નહિ

ઘસડુ, હું તો એકલો જઇશ' કેવુ આત્મસૌન્દર્ય! એણે તો એમ વિચારી ત્યાથી ઉઠી ચાલવા માડયુ, પણ અડધે ગયો ને પાછો વળ્યો જાઉં કે નહિ? ના ના જવા દે મન મક્કમ કરી ચાલ્યો 'હું નહિ હોઉ, તો સહેજે તે પિતાના ઘેરે ચાલી જશે' પણ દમયતી મહાસતીનું સત્ત્વ કોઇ જાદુ જ છે તે આગળ જણાશે આત્માના સૌન્દર્યની અદ્ભુત વાતો આવા માનવ રત્નોના જીવનમા ભરી પડી છે એના શિક્ષણ આજે કોણ આપે?

જયા વસ્તુ જ નથી, ત્યા ગમે તેટલી મહેનતેય એ કયાથી મળે? —દમયતી અટવીમા એકલી પડી જાગીને જુએ છે, તો પાસે નળ નથી ચારે કોર ભયાનક વન છે અત્યારે કોનો આધાર! ઉચે આભ, ને નીચે ધરતી એને મુઝવણ થવા માડી 'હા! પતિ કયા ગયા હશે? મો વગેરે ધોવા કે પાણી લાવવા તો નહિ ગયા હોય?' આજુબાજુ તપાસ કરી, પણ કયા પત્તો લાગે? શોધવા માત્રથી વસ્તુ થોડી જ મળે? વસ્તુ જ ન હોય તો ગમે તેટલી મહેનત પણ શુ કામ આવે? સસારમા સાત્ત્વિક સુખ જેવી વસ્તુ જ નથી, પછી ગમે તેટલી શોધ કરો, મહેનત કરો પણ સાચુ સુખ કયાથી મળે? સાપના મુખમા અમૃતની શોધ ક્યારે ફળે? અનતા કાળની જીવની મહેનત ચાલુ છે છતા આજે કેટલુ સુખ સિદ્ધ કરી શકયા છો, એ કહો જોઉ શા માટે ફોગટ ફાફા મારો? શા સારૂ નાહક ધખો? ખાતરી રાખો કે હજીય અનતાનત કાળ આમ જ ધખો આમ જ મહેનત કરો, છતા સર્પના મુખમાથી અમૃતની જેમ સસારમા સુખ સિદ્ધ નથી થવાનું કારણ એજ કે

સારમા સુખ છે જ નહિ સસાર એટલે સયોગ, અને સયોગ ત્યા સરવાળે દુખ 'संजोगमूला जीवेण पत्ता दुक्खप रंपरा,-સયોગના કારણે જીવે દુખની હારમાળા મેળવી છે'

દમયંતીનો કલ્પાંત—ત્યાં પરોઢના દમયંતીએ સ્વપ્ન જોયું તે પરથી ખાત્રી થઈ કે પતિ મૂકીને ચાલી ગયા છે પછી કલ્પાંત કરે છે, હા હા! કેવું ઘોર સ્વપ્ન! વૃક્ષ તો આંબાનું જોયું, એના પર હું ચડેલી પણ હાથીએ આવી વૃક્ષ ભાગ્યું અને હું એનાથી ભ્રષ્ટ થઇ" એવું મે જોયું તે સહકારના વૃક્ષ સમા પતિના વિયોગનું જ સૂચક છે અરેરે! ત્યારે હવે હું એકલી નિરાધાર? હે સ્વામી! રાજ્યસંપત્તિ ગયાનું મને દુઃખ નથી, પરંતુ આ તમે ગયા તેનું મને ભયંકર દુઃખ છે હે પ્રાણનાથ! આ હું તો તમારા પ્રત્યે અત્યંત પ્રીતિભક્તિને ધરનારી હતી તો એવી મને તમે કેમ છોડી ગયા? તમને હું શા ભારરૂપ હતી? કે પગબંધન તરીકે હતી? તમારા વિના હું ક્યાં જાઉં? ચોધાર આંસુએ દમયંતી રડે છે કહે છે, હે વનદેવતા! તું મને એ મારા પતિનો માર્ગ બતાવ કે એ ક્યાં ગયા? જેથી હું તેમને જઇ મળું એમને ય આ ભીષણ વનમાં કેટલું દુઃખ! તો હું તેમની સેવા કરીશ હે પવન! તું જ મને લઇ જા નહિતર હે પૃથ્વી! તું ફાટી પડ, જેથી હું અંદર સમાઇ જાઉં પતિ વિના મારે જીવીને શું કામ છે? હે પ્રાણ! નિષ્ઠુર પ્રાણ! તમે કેમ ઉભા રહ્યા છો? પતિની ગેરહાજરીમાં છોડી જાઓ આ શરીરને હાય! નાથ વિનાની હું" દમયંતીનો આક્રંદ આખા વનને જાણે પીગળાવી નાખે એવો હતો ચારે કોર એણે 'નળ! નળ!' ના પોકારો સાથે ભમવા માંડયું, સાથે એ અરિહંતદેવને નવકાર મંત્રને યાદ કરે છે

આમાં આત્માનું સૌન્દર્ય શું દેખાય છે? એ કે ભયંકર સંકટમાંય એક પણ અણુઘટતો બોલ નથી આપત્તિ મહાન, એની સામે પૂર્વની સંપત્તિ મહાન, પરંતુ સંપત્તિ લુટાઈ ગયાનો કોઇ ખેદ નહિ!

દમયતીનો મોક્ષપૂર્વનો છેલ્લો ભવ? —દમયતી કલ્પાત કરે છે, 'સ્વામી! કયા ગયા? અરરર' આર્યપૂત્ર કયા ગયા તમે?' દમયતીને જે દુખ રાજ ગયાનું નહોતુ, તે ગુણીયલ પતિ ગયાનુ લાગ્યુ આખમાથી આસુ ચોધાર વહી રહ્યા છે છેડાથી લુછી નાખવા ગઇ, ત્યા અક્ષર જોયા ભાવ સમજી ગઇ હવે? આ અક્ષર તેજ મારા પતિ! ભરજગલમા ત્યજી જનારા પતિ પ્રત્યે પણ પતિવ્રતાપણુ એ સુન્દરતા છે મોક્ષ કેમ મલે? આત્માની સુદરતાથી મલે આને મોક્ષ મેળવવાની તૈયારી છે આ છઠ્ઠો ભવ છે કુલ આઠ ભવનો અધિકાર છે છઠ્ઠા પછી આતમો દેવનો ને આઠમો કનકવતી (વિદ્યાધર-પુત્રી) તરીકેનો ત્યા કૃષ્ણના પિતા વાસુદેવ પરણવા આવશે તે વખતે આ નળ કુબેરદેવ બનેલો, તે પરીક્ષા કરવા પરણવા બહાને જશે એમા વસુદેવને જ દૂત તરીકે મોકલશે વસુદેવ વફાદાર એવો છે સામાન્ય કપડા સાથે જાય છે ને કહે છે, "કુબેરદેવ પરણવા માગે છે" પેલી ના કહે છે "તમે જ વસુદેવને? મારે તો તમે જ પતિ છો!" 'હુ તો માત્ર દેવનો દૂત છુ" કુબેરદેવ ખુશ થાય છે અને વસુદેવને પરણી છેવટે ચારિત્ર લઇ દમયતીનો જીવ મોક્ષે જશે વસુદેવની નારી પ્રસિદ્ધરે, પાત્રીસ પાત્રીસ હજાર તે સિદ્ધ રે

જગતમા ધર્મ એ જ મગલ, એ જ રક્ષણ —વનમા દમયતી અક્ષરો સાથે ચાલી સામેથી સિંહ આવે છે, વાઘ આવે છે, સાપ આવે છે પણ મહાસતી દમયતીને કશુ કરતા નથી બીજા પણ ઉપદ્રવ એમ જ અણસ્પર્શ્યા પસાર થઈ જાય છે આત્માના સૌન્દર્યનુ શુ? શીલ અને સનાથતા અનાથતા કોણ આપે? નાથ પરમાત્મા પર અનહદ પ્રીતિભક્તિ આગળ ચાલતાં સાથ મળ્યા સાર્થને લુટવા ચોર પુઠે પડ્યા હતા દમયતીએ હુંકારો કરતા પલાયન! આ કાળમા પણ એવી ચમત્કારી વાતો બને છે

નવકારનો વર્તમાનકાળે પ્રભાવ —કલકત્તામાં પાકીસ્તાની ગુંડાગીરી થઈ તે વખતે એક હુમલો એક માળા પર થયો માળો શ્રાવકોની વસ્તિનો બારણા ધડાધડ બંધ! લાકડાના બારણા, તે ગુંડા કહે છે, 'તોડી નાખો! મચ્યા તોડવા સામેના માળાના લોખંડી બારણા તોડી નાખ્યા હતા તેને આ તોડતા શી વાર? શ્રાવકો મુઝાણા પણ શ્રદ્ધાળુ હતા એટલે માળામાં એક ધર્માત્માએ ઝટ, બધાને ભેગા કરી, એક જગ્યાએ બેસાડીને કહ્યું 'જુઓ, હવે વિકલ્પ નકામા છે નવકારમંત્રનો અજબ પ્રભાવ છે એમાં મૃત્યુ થાય તોય મહાન સદ્‌ગતિ અપે બનવાનું હશે તે બનશે આવે વખતે તો એજ કામ કે પરમાત્માનું સ્મરણ કરવું, સમાધિ ન ચૂકવી માટે નવકાર ગણવા માંડો" એ વખતે કેવા નવકાર ગણતા હશે? અજબ શ્રદ્ધાથી એકાકાર થઈને ગુંડાઓથી બારણા તૂટયા નહિ તે પેટ્રોલના ત્રણ ત્રણ વાર કાકડા ફેંક્યા કિન્તુ પેટ્રોલ બળી ગયું પણ બારણાંને કંઈ નહિ! એમાં કાંક મિલિટરી લોરી આવી કે ગુંડા ભાગી ગયા પવિત્ર શ્રદ્ધાથી નવકાર મંત્રની લગની એ આત્માનું સૌન્દર્ય છે એવું જ એક વખત વહાણમાં બનેલું વંટોળ ચઢેલું એવું કે જાણે હમણા જ વહાણ ડૂબી જશે પણ અંદર એક શ્રાવક હતો નવ સ્મરણ ગણવા માંડયા ને બધું શાંત! અહીં દમયંતીના હુંકારથી ચોર ભાગ્યા એટલે સાર્થને તો આશ્ચર્ય થયું ખુબ આગતાસ્વાગતા કરી દમયંતી ત્યાં ત્રણ દિવસ રહી પણ પછી ચાલી ગઈ વચમાં એક રાક્ષસ આવ્યો ભયંકર કાળુ રૂપ, હાથમાં કટારી મો ફાડી કહે છે, ખાઉં ખાઉં, દમયંતી ઉભીને માપી લે છે, કે જન્મ પાછળ મરણ નક્કી એટલે રાક્ષસને બહુ જ શાન્તિથી કહી દે છે કે 'જો, જીવનમાં અરિહંતની ભક્તિ વગેરે કરી જીવનને કૃતાર્થ જેણે નથી બનાવ્યું, એને મૃત્યુનો ભય રહે છે પણ હું તો કૃતાર્થ છું વિશુદ્ધ શીલ અને પ્રભુભક્તિ મને મળી છે. તેથી મને મૃત્યુનો

પણ તને કહુ છુ કે મને અડતો મા કેમકે તને શ્રાપ ગમતો નહિ હોય' મરણનો પણ ભય નહિ, એ શુ છે? આત્માનુ સૌન્દર્ય, પોતાના શીલની પાકી કાળજી અને વિશ્વાસ! પરપુરુષના સ્પર્શની મનાઈ! રાક્ષસ સામે પણ ધીરતા! રાક્ષસ એથી ખુશ થઈ ગયો

એ કહે છે, "શી સેવા કરૂ? જે કહે તે આપુ"

દમયતી કહે છે, "તુષ્ટ હોય તો કહે, પતિનો સયોગ ક્યારે થશે?"

દિવ્યજ્ઞાનનો ઉપયોગ મૂકી કહ્યુ, "નીકળ્યા ત્યારથી બાર વર્ષે તમારા પિતાના ઘર આવીને નળ તમને મળશે આપ કહો તો મારી ખાધ પર બેસાડી તમારા પિતાજીના ઘેર મૂકી દઉ!"

પણ દમયતી કહે કે, 'અન્ય પુરુષ સાથે હુ નથી જતી તારૂ કલ્યાણ થાઓ' રાક્ષસ ચાલ્યો ગયો કેટલી અજબ આત્મ સુદરતા! ભયાનક જગલમાથી પણ પરપુરુષ સાથે જવુ નથી! હવે તો નળ નથી તય વેગ નથી જવુ!

સતીત્વના પરાક્રમ—દમયતીએ પતિનો વિયોગ પડયો ત્યારથી ચોથભક્તિનો તપ નક્કી કરેલો એમા અહિં બાર વર્ષ સાભળ્યા તેથી તેણે બાર વર્ષ માટે પાચ મહાન પ્રતિજ્ઞા ધારણ કરી

(૧) અલકાર પહેરવા નહિ, ( ) તબોલ ખાવુ નહિ, (૩) રાતા વસ્ત્ર પહેરવા નહિ, (૪) વિગઇઓ ખાવી નહિ, (૫) શરીરે વિલેપન કરવુ નહિ

જોજો પૂછતા નહિ, કે આ તો મોહનું નાટક ને? ના, મોહનુ નાટક નથી એ ખબર છે એને કે પતિનો સંયોગ ન થાય ત્યા સુધી શીલ પાળવાનું છે! તેમા મનને ચચળ બનવાનુ નિમિત્ત ન મળે, માટે મજબૂત વાડ બાધી લેવાની. તેમ એ પણ ખરૂ કે, પતિ-

બિચારા ક્યાય ભટકતા હોય, ત્યા પત્નીને રગરાગ અને મેવામીઠાઈ છાજે? આ ત્યાગ એ તો આત્માના અલકાર છે આત્માના સૌન્દર્ય છે.

ચેતના સતીને પતિનો વિયોગ—પતિના વિયોગમા સતીની મર્યાદા કેવી! 'આપણી ચેતના એ પરમાત્મસ્વરૂપની પત્ની છે, પતિ છે ભગવાન મહાવીરદેવ આપણી ચેતનાને એ નાથ એ સ્વામી મોક્ષે ગયા પછી એમનો ભયકર વિયોગ પડયો છે તો હવે ચેતનાને નાથના વિરહમા મોહના ચાળા ન છાજે,'—એ કલ્પના સચોટપણે મનપર લાવવી જોઇએ, રગરાગ ને ભોગવિલાસથી ખૂબ નિવૃત્ત થવુ ઘટે પાપમાથી પાછા હઠવુ છે? તો હજાર રસ્તા છે તમને તો આ બધો ઉપદેશ મલે છે દમયતીને કોઇએ ત્યા ઉપદેશ નહોતો કર્યો છતા આત્માની સુદરતા એવી, કે સ્વય ત્યાગ અને તપસ્યાને હોશપૂર્વક સ્વીકારી લીધા તપના પારણે માત્ર ભક્ષ્ય ફળાહાર કરે છે

દમયતીની દિનચર્યા —વરસાદની ઋતુ નજીક આવી, તેથી તેણે પર્વતની ગુફાનો આશરો લીધો ત્યા તેણે પવિત્ર માટીનુ બિબ બનાવ્યુ, શ્રી શાન્તિનાથ ભગવાનનુ રોજ પુષ્પપૂજા કરે છે, અરિહત પરમાત્માનુ ધ્યાન ધરે છે તત્ત્વચિતનમા રહે છે અરિહતના સેવકને આ બધુ મળતુ હોય તો શુ દુખ? એમા તો આત્માસૌન્દર્ય વધી રહ્યુ હોય છે

અરિહતની ભકિતનો પ્રભાવ —એકવાર વરસાદ મુશળધાર વરસે છે, પર્વતની બાજુમા રહેતા તાપસ લોકો પોકાર કરે છે 'કોઈ બચાવો!' ત્યા આ મહાસતી બહાર આવી, એક મોટુ કુડાળુ કરુ, ને કહ્યુ 'મારી અરિહતની ભકિત હોય તો આ કુડાળામા વરસાદ ન પડજો' બસ, થઈ ગયું, તેટલા ભાગ પર જાણે છાપરી હોય તેમ વરસાદ બધ' તાપસો તો દિઙ્મૂઢ બની ગયા...હવે એ સેવક બન્યા વિના રહે? ત્યા પેલો સાર્થવાહ પણ

આવ્યો બધાને હવે તે ચમત્કારથી દમયતીની પ્રત્યે અથાગ બહુમાન થઇ ગયુ' દમયતીએ એ બધા પ્રતાપ અરિહતદેવનો બતાવી, અરિહતદેવની ઓળખાણ કરાવવા સાથે, શ્રાવકધર્મ સમજાવ્યો એણે કહ્યુ કે 'આ દેવાધિદેવના ધર્મથી જ હુ સિંહ જેવાથી પણ ડરતી નથી' સાર્થના લોકો અને તાપસો અરિહત ધર્મમા ઉદ્યની થયા સુવર્ણધર્મ મળ્યા પછી કથીરનો ધર્મ કોણ ન ફેંકી દે? સૌએ મિથ્યા ધમ તજી સત્યધર્મ સ્વીકાર્યો સાર્થપતિએ ત્યા તાપસપુર નામનુ નગર વસાવ્યું એમા ભગવાન શાન્તિનાથ પ્રભુનું ભવ્ય ચૈત્ય કરાવ્યુ એક આત્માની સુદરતાની દીવડી બીજી કેટલીય તેવી દીવડીઓ પ્રગટાવી રહી છે. બનાવો, બનાવો એક તમારા આત્માને સુદર બનાવો તો (૧) પત્ની પુત્રો, પુત્રી, માતા, પિતા સગાવહાલા સ્નેહી વગેરે કેટલાયને તમારા યોગે સુદર બનવાની તક મળશે (૨) તમારા આત્માનુ અને એમનુ અનત કલ્યાણ થશે (૩) જાતે ધર્મની સેવા, ને જગતને તેની પ્રભાવના થશે! આ છે આત્માના સૌન્દર્ય!

પૂર્વ ભવમા તેને અષ્ટાપદ મળ્યો તે ફળ્યો અહ ગુફાના દુખમા પણ અરિહતની ભક્તિ કેવી! અરિહત ભગવાનની સેવાની રઢ કેવી લાગી છે! 'હુ કોઇને ભજુ તો તેને! બીજાને બતાવુ તો પણ તે!' એકવાર ત્યા યશોભદ્ર મુનિ પધાર્યા સાથે સિંહકેસરી મુનિ કેવળજ્ઞાની પણ છે તેમણે લોકોને અને તાપસોને કહ્યુ કે "દમયતી સાચી છે, તે કહે છે તે સાચુ છે પૂર્વે સાથને ચોરોથી એણે બચાવેલા! અહિ અમુક દોરેલા કુડાળામા વરસાદ એના સતીત્વના પ્રભાવે રોકાયો! એટલે હમણા દમયતીએ સુધર્મ અગે જે તમને કહ્યુ તે સાચુ છે" સૌને પછી શ્રદ્ધા થઇ

તાપસ પર ઉપકાર —એવામા ત્યા એક દેવ આવી કેવળી ભગવાનને નમે છે પછી દમયતીને કહે છે 'હે ભદ્રે! પૂર્વે હું આ વનમા તાપસ હતો ઉગ્ર પચાગ્નિ કષ્ટતપ કરતો હતો છતા

તાપસોએ વચનમાત્રથી પણ મને પ્રોત્સાહન ન આપ્યુ તો ભક્તિની તો શી વાત ? ગર્વથી અહીંથી ચાલી નીકળ્યો, પણ પર્વત પરથી પડયો મારા દાંત ભાગી ગયા, છતા કોઈ તાપસે સભાળ ન કરી મને થયો ગુસ્સો મરીને થયો હુ સર્પ તે હુ તમને, હે મહા સતી ! કરડવા માટે દોડયો પણ તમારા નવકાર મત્રના અક્ષરે થભી ગયો છતા દેડકા વગેરેની હિંસાથી મારૂ પેટ ભરતો એમ એક દિવસ તમે તાપસોને દયાધર્મ ઉપદેશતા હતા તેની મારી પર ગભીર અસર થઇ મને જાતિ સ્મરણ થયુ મને ભયકર પશ્ચાતાપ થયો પછી તો મે આહારનો ત્યાગ કરી, અનશન કર્યુ એના પ્રભાવે મરીને દેવ થયો અહો મહાસતીજી ! એ તમારા ધર્મ વચનનો કેવો પ્રભાવ કે હુ સ્વર્ગમા ગયો નહિતર તો હું ક્યાય નરકમા પટકાત ! સ્વર્ગમાથી તમારા ઉપકારને યાદ કરી અહિં આવ્યો છુ, તાપસોને હું ખમાવુ છુ ’ બેઠા બેઠા નવકાર મત્રની રટણા, દયાની સલાહ—આ પણ આત્માના સૌન્દર્ય છે સુદરતા જોઇએ તો આ કેળવો ત્યા કુલપતિએ દીક્ષા માગી. કેવળી ભગવાન કહે છે કે ‘ શ્રી યશોદાભદ્રસૂરિજી મહારાજ તમને દીક્ષા આપશે એ મારા પણ ગુરુ છે ’ કેમ પોતે ન આપી ? એ આગળ સમજાશે અહીં તો એ જુઓ કે દેવ દમયતીના તરફ એટલો બધો બહુમાન અને સદ્ભાવવાળો બન્યો છે અને જૈનધર્મ પ્રત્યે એને એટલો અનહદ રાગ જન્મ્યો છે કે દેવલોકમાથી સીધો અહીં હાજર થાય છે, અને બધાને પોતાની હકીકત માન મૂકીને સભળાવે છે દમયતી પ્રત્યે કૃતજ્ઞતા તથા ગુણાનુરાગ, અને બીજા જીવો, પોતાના જેવી ભૂલ ન કરી બેસે એ માટેની ભાવદયા—આ કારણે દેવ અહીં ખેચાઇ આવ્યો છે તો આ કૃતજ્ઞતા, ગુણાનુરાગ અને ભાવ દયા એ અપૂર્વ આત્મસૌન્દર્યના પ્રકારો છે

અધિકારની શ્રમણા ક્રોધની કારમી સજા

આ અધિકાર આપણને આ આત્માના સૌન્દર્ય અંગે ઘણું ઘણું શીખવી જાય છે તપાસ અવસ્થામા જો એણે ગુન્હો અને દુર્ધ્યાન કરી પોતાના આત્માને અસુદર કર્યો તો સર્પનો અવતાર પામવો પડયો ભલે બીજા તાપનોએ એના સેવા ન કરી એ એમનો ગુનો દેખાય પરંતુ કર્મ તો જાણે કહે છે કે 'તુ તાપસ થયો એટલે જો બીજા તારી સેવા કરે તો એ એમની શાબાશી પણ તું શાનો અધિકાર લઈ નીકળી પડયો છે કે, બીજાઓએ મારી સેવા કરવી જ જોઈએ નહિતર હુ ગુસ્સે થાઉં' એટલે કર્મની દૃષ્ટિમા તો જાણે આપણે કોઈના પર અધિકાર કરતા જવાનુ જ નથી, અને જો જઈએ અને ગુસ્સે થઈએ તો ત્યા આપણે ગુનેગાર બન્યા, તેથી કમ આપણને ભયકર નજા કરવા તૈયાર થઈ રહે તાપસને સર્પનો અવતાર એ ભય કર સજા હતી એમા દેડકા વગેરે ઉપર ગુસ્સે ભરાઈ એવા નિર્દોષ પચેન્દ્રિય જીવોની હિસાઓ, એનો જ આહાર કરવાનુ મળ્યુ પરિણામ નરકમા જવાનું જ આવે ને? આ કેવી સજા? ભયકર–મહાભયકર એના બદલે જો તાપસપણે બીજાઓ ઉપર પોતાનો સેવા લેવાનો કોઈ અધિકાર ન માની, મમતા સમાધિથી કષ્ટ વેઠી લીધુ હોત તો એ આત્મસૌન્દર્ય શુ ર સદગતી અપાવત

જુગજુગની પાપવૃત્તિઓનો ત્યાગ અને અનશન એ મહાન આત્મસૌ દર્ય છે —ત્યારે સર્પના ભવમા મહાસતી દમયતીને પણ ડસ મારવા તૈયાર થયો પરંતુ દમયતીના નવકાર મ ત્રના ઉચ્ચારણે એવા ઝેરી અને ક્રોધી સાપને પણ શ ભાવી દીધો અને આગળ જઈને તાપસોને જાતિ સ્મરણ, તથા દમયતીના ધર્મ વચનોનું શ્રવણ, આ બેએ ગુન્હો ઓકાવી નાખ્યો, પશ્ચાતાપ અને અનશન કરાવ્યુ, દેવલોક અપાવ્યો સત્સમાગમ એ પારસમણિ છે પાપવૃત્તિઓના ત્યાગ અને અનશન એ આત્મસૌન્દર્ય છે એ

આત્મસૌન્દર્યથી એકાએક હિંસક સાપના ભવમાથી દેવનો ભવ થયો

એક દિવસનુ પણ જૈન ચારિત્ર મહાન આત્મકલ્યાણ આપે—હવે પેલા કુલપતિએ એ સિંહકેસરી કેવળજ્ઞાની પ્રભુનો જ અધિકાર પૂછ્યો. જ્ઞાની કહે છે કે, "હુ નળરાજાના ભાઈ કુબરનો પુત્ર, એક રાજકન્યા બન્ધુમતીને પરણીને આવતો હતો ત્યા રસ્તામા આ ગુરુમહારાજનો સમાગમ થયો મને એમણે મારૂ પાચ જ દિવસનુ આયુષ્ય બાકી છે એમ કહ્યુ હુ તો મુઝાયો, ત્યારે એમણે કહ્યુ, કે 'જો ગભરાવાની જરૂર નથી જૈન શાસનનું ચારિત્ર જો એક દિવસ માટે પણ મળી જાય, તોય આત્માનુ મહાન કલ્યાણ થાય છે' એ સાભળી મે તરત દીક્ષા લીધી, અને ઉચ્ચ ભાવનામા મારા ઘાતીકર્મ ખપી ગયા, અને કેવળજ્ઞાન પ્રગટ્યુ ' કહો, આ જ્ઞાની મહર્ષિની કેવી આત્મસુંદરતા ! અહીં પણ જુઓ કે પહેલુ તો સમાગમ એ પારસમણિ એને સફળ કરવાનું કર્યું, અવસર ઓળખી લીધો, ચારિત્ર અને શુભ ભાવનાની વૃદ્ધિ આદરી, એવા અનેક આત્મસૌન્દર્ય ! પણ જો જો હો, ચારિત્રને તમે છેવટે એક કે પાચ દિવસ માટે ન મુલ્તવી રાખતા, કેમકે એમ મુલ્તવી રાખવામા મન મુડદાલ અને પછી કચરાભર્યું થઈ જાય છે

દમયતીને ગુફામા સાત વર્ષ —હવે કેવળજ્ઞાનીએ ત્યા જ શૈલેશીકરણ અને અયોગ અવસ્થા કરી, બાકી કર્મ ખપાવી નિર્વાણ પદ પ્રાપ્ત કર્યું માટે જ કુળપતિને દીક્ષા ગુરુ પાસે લેવા કહ્યુ સિંહકેશરી મુનિનુ કેવુંક આત્મસૌન્દર્ય ! પાચ દિવસની દીક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષ ! એના પર દમયતી જેવી મહાન સમ્યગ્દૃષ્ટિ શ્રાવિકા કેમ ઓવારી ન જાય ? કેમ દીક્ષાની ઉતાવળવાળી ન બને ? દમયતીએ દીક્ષા માગી, પણ જ્ઞાનીએ ભોગાવલિ કર્મ બાકી

આ અધિકાર આપણને આ આત્માના સૌન્દર્ય અગે ઘણું ઘણું શીખવી જાય છે તપાસ અવસ્થામા જો એણે ગુસ્સો અને દુર્ધ્યાન કરી પોતાના આત્માને અનુદર કર્યો, તો સર્પનો અવતાર પામવો પડયો ભલે બીજા તાપસોએ એના સેવા ન કરી એ એમનો ગુનો દેખાય પરંતુ કર્મ તો ત્યાં કહે છે કે 'તુ તાપસ થયો એટલે જો બીજા તારી સેવા કરે તો એ એમની શાબાશી પણ તુ શાનો અધિકાર લઇ નીકળી પડયો છે કે, બીજાઓએ મારી સેવા કરવી જ જોઇએ નહિતર હું ગુસ્સે થાઉં' એટલે કર્મની દૃષ્ટિમા તો જાતે આપણે કોઈના પર અધિકાર કરતા જવાનુ જ નથી, અને જો જઇએ અને ગુસ્સે થઇએ તો ત્યા આપણે ગુનેગાર બન્યા, તેથી તમ આપણને ભયકર નજા કરવા તૈયાર થઇ ગ્હે તાપસને સર્પનો અવતાર એ ભયકર સજા હતી એમા દેડકા વગેરે ઉપર ગુસ્સે ભરાઈ એના નિર્દોષ પચેન્દ્રિય જીવોની હિંસાઓ, એનો જ આહાર કરવાનુ મળ્યુ પરિણામ નરકમા જવાનુંજ આવે ને? આ કેવી સજા? ભયકર-મહાભયકર એના બદલે જો તાપસપણે બીજાઓ ઉપર પોતાનો સેવા લેવાનો કોઈ અધિકાર ન માની, સમતા સમાધિથી કષ્ટ વેઠી લીધુ હોત તો એ આત્મસૌન્દર્ય સુર સદગતી અપાવત

જુગજુગની પાપવૃત્તિઓનો ત્યાગ અને અનશન એ મહાન આત્મસૌન્દર્ય છે—ત્યારે સર્પના ભવમા મહાસતી દમયતીને પણ ડસ મારવા તૈયાર થયો પન્તુ દમયતીના નવગાર મન્ત્રના ઉચ્ચારણે એવા ઝેરી અને ક્રોધી સાપને પણ શમાવી દીધો અને આગળ જઇને તાપસોને જાતિ સ્મરણ, તથા દમયતીના ધર્મ વચનોનું શ્રવણ, આ બેએ ગુસ્સો ઓકાવી નાખ્યો પશ્ચાતાપ અને અનશન કરાવ્યુ, દેવલોક અપાવ્યો સત્સમાગમ એ પારસમણિ છે પાપવૃત્તિઓના ત્યાગ અને અનશન એ આત્મસૌન્દર્ય છે એ

છે એમ કહી દીક્ષા ન આપી ત્યાર પછી તો દમયંતીએ ગુફામા સાત વરસ પસાર કર્યાં બધા કેવી રીતે, ખબર છે ને? વિગઈઓ સમૂળગી બધ, વગેરે પાચ પ્રતિજ્ઞા, અને પરમાત્મ ભક્તિમા મેલા વસ્ત્રો, મેલુ ગાત્ર અને ઉજળા ધર્મ ધ્યાનમા

સાત વર્ષને અંતે —સાત વરસ પછી કોઇ મનુષ્યે કહ્યું કે મે નળને જોયેલ છે તે સાભળીને દમયંતીના રોમાચ ખડા થઇ ગયા, ઉઠી, 'ક્યા છે મારા પતિ?' એમ કરતી બહાર નીકળી પરતુ પછી માણસ દેખાયો નહિ તે આટલામા હશે એમ કરી આજુબાજુ શોધની ચાલવા લાગી એમા માણસ તો મળ્યો નહિ અને ગુફાનો માર્ગ પણ ભૂલી અવિશ્વાસનીયના પલ્લે પડી જવાથી નવુ મળવાનુ તો કઇ નહિ, પણ હોય એય ગુમાવવાનુ થાય. એથી ઉલટુ વિશ્વાસપાત્રના પથે ચઢવામા સમજો આ જન્મમા વિશ્વાસપાત્ર એના દેવાધિદેવ અને એમનુ શાસન મળ્યુ છે, એનો પથ આદર્યો જો ચૂકયા, તો ભવાતરે કોઇ અવિશ્વાસનીયના પલ્લે પડી જતા આત્માની કઇ દશા થશે, તે વિચારો.

દેવગુરુ ધર્મની શ્રદ્ધાના બીજા બે ચમત્કાર — દમયંતી આગળ ચાલી, ત્યા એક રાક્ષસી ખાઈ જવા આવી સતી ત્રણ નવકાર ગણીને કહે છે કે મારે જો 'અર્હત્ દેવો ગુરુ સાધુ, જૈનોધર્મો, નલ પતિ' હોય તો તુ હતાશ થઈ જા રાક્ષસી ડઘાઇને ચાલી ગઇ આગળ ચાલતા સતીને તૃષા ભયકર લાગી, બીજુ સાધન ન જડતા સુકી નદીમા નવકાર ગણી ઠોકર મારતા પાણી નીકળી આવ્યુ તે પીધુ ધ્યાન રાખજો કે આ બધા એવા ભયાનક જીવલેણ જેવા પ્રસંગો છે કે જેને શુદ્ધ ભાવનાથી દમયંતી દેવગુરુ ધર્મના સ્મરણે વટાવી જાય છે આમા એની શ્રદ્ધા કેટલી રગરગમા ઉચ્ચપણે વ્યાપી હશે, એ જોવાનુ છે એ વિના આવા ચમત્કારી રક્ષણ ન મળે નવકાર મંત્રનો પ્રભાવ અચિંત્ય, અકલ્પ્ય છે

છે? દમય તીની માતા પુષ્પદન્તીની આ બેન ચ દ્રયશા, તે દમયંતીની માશી થઈ અજાણપણે સમય વીત્યે જાય છે ઋતુપર્ણ રાજાને ત્યા એક દાનશાળા ચાલે છે દમયતી રાણી પાસે એમા પીરસવાનું માગી લે છે, એટલા માટે કે કદાચ પોતાના પતિ પરદેશથી ત્યા આવી લાગે તો પત્તો લાગી જાય દમયતી એક વખતની ત્રણ ખ ડના અધિપતિ સમ્રાટ નળરાજાની રાણી આજે પીરસણીયા તરીકે એક નોકરનુ કામ ઉઠાવે છે એમા પતિને શોધવાની આતુરતા સાથે દા નો લાભ, અને કાક જાતમહેનત કરવાની વસ્તુ પણ છે જેથી કોઇના ઓશિયાળા અને ધર્માદાનું ખાતા ન બનાય. દમયતીના ચિત્તને સમાધિ છે એ સમજે છે કે જેમ સુખના દહાડા ભોગવતા આવડે, તેમ દુ ખના દહાડા ભોગવતા આવડવું જોઇએ આ આત્મસૌન્દર્ય છે આમાથી આપણા દુ ખના દહાડામા હિંમત અને સમાધિ લેતા શીખવુ જોઇએ, કે 'દમયતી જેવીને આ દિવસો, તો બીજા તો કોણ માત્ર?'

પિંગળ ચોરને આત્મસૌન્દર્યની ભેટ —એક વખત પિંગળ નામના ચોરને સિપાઇઓ બાધી લઈ જતા હતા તેણે દમયતી પાસે રક્ષણ માગ્યુ મહાસતીએ પોતાના સતીત્વના પ્રભાવે તેના બ ધન તોડી નાખ્યા સૌ દિગ્મૂઢ થયા રાજા આવ્યો કહે છે, 'સતી તુ વરદાન માગ પર તુ આ રીતે અમારા રાજ્ય ન ચાલે' સતી રાજાને શાત કરે છે, 'મહારાજા અરિહતની ભક્તા એવી હુ વધ થવા દઉ ? આપ નિર્ભય રહો, ધર્મ પ્રભાવે સૌ સારૂ થશે' ચોર દમયતીને પોતાની હકીકત કહી, 'હુ તાપસપુરમા વસ ત સાર્થવાહને નોકર હતો સાર્થવાહે તો તમારા ત્યા ન દેખાવાથી આવાનુ બ ધ કર્યું, તે સાત દિવસે શ્રી યશોભદ્રસુરિજી મહારાજના કહેવાથી સ્વસ્થ થયો અને પારણું કર્યું મે એકવાર ત્યાથી ઘણો માલ ચોરી લઇને ભાગતા જ ગલમાં લુટાયો અહીં રાજાની નોકરીમા રહેતા

પાઠો માત્ર ચોર્યો અને પકડાયો, પણ આપની દયાથી છૂટ્યો હવે આપ કહો તે કરું' આ બોલતો હતો એવામાં બે મુનિઓ ત્યાં પધાર્યા દમયંતીએ વંદના કરી પૂછ્યું, 'પ્રભુ' આ પિંગળ દીક્ષાને યોગ્ય હોય તો એને દીક્ષા આપો' દીક્ષા આપી. પિંગળ મુનિ પણ મુનિપણામાં વિચરતાં એકવાર સ્મશાનમાં કાઉસ્સગ ધ્યાને રહેતા કોઈ ચિતાની અગ્નિથી બળ્યા પણ ધર્મધ્યાનમાં સ્થિર રહી કાળ કરી દેવલોકમાં ગયા જુઓ આત્માના અનેકવિધ સૌન્દર્ય ખીલવનારી દમયંતીએ એને કેવા આત્મસૌન્દર્ય પમાડ્યા! અને ક્યાં પહોંચાડ્યો!

વખત વખતનું કામ કરે છે એકવાર કુંડિનપુરથી એક દૂત આવ્યો. ઋતુપર્ણ રાજા અને ચંદ્રયશા રાણીને એ કહે છે, કે 'જુલમ થઈ ગયો નળ રાજા પોતાના ભાઈ કુબર સાથે જુગાર રમતાં આખું સામ્રાજ્ય હારી ગયા છે, અને દમયંતી સાથે જંગલમાં ચાલી ગયા છે પછી તેમનો કંઈ પત્તો નથી' દૂત વાત કરીને દાનશાળામાં જમવા આવ્યો ત્યાં જ એણે દમયંતીને ઓળખી લીધી કહે છે 'અરે બેન તું અહીં ક્યાંથી?' એણે જવાબ આપ્યો કે, 'પતિ મને દુઃખી જોવા તૈયાર નહિ, તે મને પિયર મોકલવાના હિસાબે મને ઉંઘતી મૂકી ચાલી ગયા' એમ કહીને પડીનો વૃતાંત કહ્યો જમ્યા વગર તરત જ દૂત આવીને રાજારાણીને કહે છે કે 'દમયંતી તો અહીં દાનશાળામાં જ છે, તમે ઓળખી નહિ?' રાણી ચંદ્રયશાને તો આ સાંભળતા ફાળ પડી! દોડતી આવીને દમયંતીને ભેટે છે 'દીકરી આ શું કર્યું? મને વહેમ તો પડયો જ હતો, કિંતુ પૂછી નહોતી શકતી પણ ગાંડી તે આ શું કર્યું? માતાની આગળ છુપાવ્યું? આમેય મેં તને દીકરી જેવી તો કરીને રાખી હતી,' દમયંતીની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યા રાજા કહે છે કે, 'દૈવથી વધારે

વાન કોણ છે? દમયતી! -વસ્થ થા અમારો ગુનો માફ કરજે' સૌ રડે છે કર્મની આ જોહુક્મીમા મોટા રાજા માણુસના ય અભિમાન શા કામના? ત્યારે ધર્મને વિલ બેકા રાખવો! દમયતી તરત રાજાના પગમા પડી કહે છે, 'એ શુ બોલ્યા? આપે તો મને આશ્રય આપ્યો છે' પછી તો દમયતીને નવરાવી ઉત્તમ સફેદ વસ્ત્રો પહેરાવ્યા દમયતીના લલાટમા પ્રકાશનતા તિલકને જોઇને રાજા તો સ્તબ્ધ થઇ ગયો રાણીએ એની માહિતિ કરાવી-ત્યા ઉપરથી પિંગળદેવ ઉતરી દમયતીને પ્રણામ કરી પોતાનો અધિકાર કહી સૌને મહાસતી દમયતીની ખાતરી આપે છે જુઓ આ મસૌન્દર્યના પ્રભાવે કેવા સુ-મિલનો થાય છે! હવે ત્યા સાત ક્રોડ સુવર્ણુની વૃષ્ટિ કરી રાજા આ બધુ જોઈ-સાભળી જૈન ધર્મ સ્વીકારનારો બન્યો હવે તો દમયતી એક મહાદેવીની જેમ પુજ્ય છે નગર આખામા વાત પ્રસરી ગઇ જૈન ધર્મનો મહાન ઉદ્યોત થયો! થોડા સમય બાદ દૂત અનુજ્ઞા લઈ દમયતીને કુડિનપુર લઇ ગયો ત્યા દમયતીના પિતા ભીમરાજા અને માતા પુષ્પદતી રાણીને તો આનદનુ પૂછવુ જ શુ? આખા નગરમા ઉત્સવ-ઉત્સવ થઇ ગયો! રાજાએ દૂતને પાચસો ગામ ભેટ કર્યા હવે જુઓ નળનુ શુ થયુ છે તે

નળ ક્યા? વિચિત્ર સર્પનો દશ પિતૃવાત્સલ્ય —દમયતીને વનમા ત્યજીને નળ આગળ ચાલ્યો જાય છે, ત્યા એક દાવાનળ જોયો પખીઓ ચીસાચીસ કરી રહ્યા છે અગ્નિમા રહેલો એક સાપ મનુષ્ય ભાષામા બોલે છે, 'હે નળરાજા! તુ મને આમાથી બચાવ હુ અવસરે તારા પર અધિક ઉપકાર કરીશ!' નળ વિસ્મય પામ્યો, દયાર્દ્ર બનીને કપડુ નાખી સાપને બહાર લીધો ત્યા જ સાપે નળના હાથ પર એવો ડસ માર્યો કે તેનુ ઝેર વ્યાપવાથી નળ કુબડો બની ગયો હાથ-પગ-ડોક ટુકા, ઓઠ

હાથ, વાળ પીળા પેટ ગાગર જેવું—એમ બીભત્સ રૂપ નળનું બની ગયું આપણને લાગે કે આ કેવો દ્રોહ! પણ એના રહસ્યની ખબર ન હોવાથી ભ્રમ થાય છે નળ પણ ભ્રમમા પડી એટલુ જ કહે છે, 'વાહ! સાપ, તે બદલો તો ઠીક આપ્યો!' બસ આગળ વિશેષ ગુસ્સો કે ધાધલ કંઈ જ કરવાના નથી, કેમ! આ મા સુદર છે માટે. એની સુદરતાનો વિચાર જુઓ 'પણ હવે મારે આની સ્થિતિમા એમજ જીવીને શું કરવુ છે? એના કરતા દીક્ષા જ લઉં, જેથી નવા પાપ લાગે નહિ અને જુના ધોવાઈ જાય' જોતા આવજો આત્માના સૌન્દર્ય એમજ સડી મરવા કરતા ચારિત્ર સાધી લેવું એ આત્માના સૌન્દર્ય છે હજુ તો આ ભાવના ભાવે છે ત્યા સાપે મું ર દેવનુ રૂપ કરી કહ્યુ, 'જો હુ તો તારો પિતા નિષધ છુ, દિક્ષા પાળીને પાચમે દેવલોક થયો છુ ત્યાથી આ તારી રાજભ્રષ્ટ અવસ્થા જોઈ અહીં આવ્યો છુ અને તે ત્રણ ખડ ભરતા જે દબાવેલા દુશ્મનો, તેનાથી બચાવવા તારૂ આ રૂપ મે કર્યું છે માટે કાઇ વિકલ્પ કરીશ ના, હજી દીક્ષાની તારે વાર છે કેમકે હજી તો તારે અર્ધ ભરતક્ષેત્રના સામ્રાજ્ય ભોગવવાના છે અવસરે હું જ તારો દીક્ષા દિવસ કહીશ લે આ શ્રીફળ અને કરડીઓ જરૂર લાગે ત્યારે આ શ્રીફળ ફોડજે, એમાથી બે દેવ દૂષ્ય નીકળશે, અને કરડીઓ ખોલજે એમાથી આભુષણ નીકળશે' નળના પૂછવાથી દમયતીનો વૃત્તાન્ત દેવે કહ્યો, અને નળને સુસુમાર નગરે મૂક્યો

ધર્મમ મધોનો ભવોભવ ઉપકાર —કેવો આ સ્નેહી પિતા! જરા ખ્યાલમા લો કે સ મ ન કોઈ ધર્માત્મા સાથે બાધ્યા હશે તો ભવ પનરાતા પણ તે ઉપયોગી થશે કિંમત સબધની નથી, ધર્મની છે આમ તો સસારના સબધ પાપ સબધ છે, કર્મના બધક છે, ભવવર્ધક છે પણ ધર્મ ... [illegible] રીતે

એનુ સ્વરૂપ ફેરવી નાખે છે પછી તો એ ધર્મસબંધ મોક્ષની નજીક ને નજીક લઇ જાય છે રાજીમતી અને નેમનાથ સ્વામી, શ્રયાસ અને ઋષભદેવ પ્રભુ, પૃથ્વીચંદ્ર અને ગુણસાગર, શાંતિનાથ પ્રભુ અને એમના ગણધર, વગેરેના સબંધો કેટલાય ભવોથી ચાલ્યા આવ્યા, જે અન્યોન્યને ધર્મસહાયક થયા

કુબડાના રૂપે ચમત્કાર ઉદારતા અને ધર્મપ્રચાર '— નળ જે શુશુમાર નગરમા મૂકાયો ત્યા રાજા દધિપર્ણના હાથીએ આલાનસ્તંભ તોડી તોફાન મચાવેલુ રાજાએ એને કાબુમા લેનારને મોટુ ઈનામ આપવાનુ જાહેર કર્યું કુબડાના રૂપમા નળે લોકોના આશ્ચર્યની વચ્ચે હાથીને કળાથી થકવી વશ કર્યો રાજાએ તરત સુવર્ણના હાર કુબ્જના ગળામા નાખી પૂછયુ કે બીજુ કાંઈ તને આવડે છે ? દુનિયામા શાને માન છે ? રૂપાળાપણાને કે કળાને ? રાજાનેય થયુ કે, 'યત્ર આકૃતિ, તત્ર ગુણા —કયા રહ્યુ ? કુબડામા કેટલી હિંમત, બહાદુરી અને ચતુરાઇ છે '' પણ રાજાને કયા ખબર છે કે આ અમલ કોણ છે ? હમણા તો નળને કાળવિક્ષેપ કરવાનો છે, એટલે ધીરજથી કુબડાપણુ ચલાવ્યે રાખ્યુ છે નિર્ધારિત દુર્ભાગ્યના ઉદયમા ધૈર્ય રાખી કરાતો કાળવિક્ષેપ એ સુંદર આશ્વાસન અને ઔષધ છે આત્માનુ આ પણ સૌંદર્ય સમજજો એના બદલે અધીરાઈ અને ખોટી દોડાદોડ એ કદરૂપના

પરિગ્રહનો ખેદ એ મહાન આત્મસૌન્દર્ય —રાજાના પ્રશ્ન પર નળે કહ્યુ, કે 'મને સૂર્યપાકી રસોઇ આવડે છે ' રાજાએ તરત ચોખા વગેરે આપ્યા, તો નળે સૌરવિદ્યાને યાદ કરી સૂર્યના તડકામા એની સ્વાદિષ્ટ રસોઇ કરી સૌને જમાડ્યા દધિપર્ણરાજા પૂછે છે, કે 'પૂર્વે મે સમ્રાટ નળની સેવા કરતા નળે આની રસોઇ કરેલી તે ચાખી હતી, બાકી નળ વિના બીજાને આ રસોઇ કયાથી આવડે ? તો શુ તુ નળ છે ? પણ નળ આટલે આઠસો ગાઉ છેટે

ક્યાથી આવે ? ખેર !' કુબ્જ નળ કાંઈ બોલ્યો નહિ રાજાએ કુબ્જને ઇનામમા વસ્ત્ર અલકાર એકલાખ ટક સોનુ અને પાચસો ગામ આપ્યા પણ કુબ્જે પાચસો ગામ સિવાઈનું બીજુ સ્વીકાર્યું ગામ સાચવવા કરવાની જજાળ કોણ ઉપાડે? મસ્ત જીવન જીવવા માટે એવા કમાઉ પણ વેઠ અને પગમંથન કરાવનારી સત્તાની ખુશીના ઇનામ જતા કરાય છે રાજા તો વધારે આશ્ચર્યો, પૂછે છે, 'કહે, તો બીજુ શુ આપુ?' નળ કહે છે, કે 'તમારા રાજ્યમાથી શિકાર અને મદિરા બધ કરાવો ' રાજાએ તે સહર્ષ સ્વીકારી લીધુ પુણ્ય જોર કરતુ હોય તો લક્ષ્મી તો ગાસડે પોટલે આવવા તૈયાર હોય છે પરતુ મુદર બનેલા નિસ્પૃહી આત્માને એ બોજરૂપ લાગવાથી પરિગ્રહના મકોચમા રહેવુ ગમે છે પરિગ્રહનો ભેદ એ આત્માનુ ભવ્ય સૌન્દર્ય છે

કુબ્જ એ નળનો રસોઈઓ —એકવાર રાજા કુબ્જને પૂછે છે, 'તું કોણ છે? ક્યાથી અહીં આવી ચઢયો ?' કુબ્જ કહે છે કે "હુ હુંડિક નામે નળરાજાનો રસોઇયો હતો, અને એમની પાસે આ કળાઓ શીખ્યો હતો મહારાજા નળ એકવાર કુબર સાથે જુગાર રમી બધું હાર્યા, અને રાણી દમયતી સાથે વનમા સિધાવ્યા ત્યા એમનું મૃત્યુ થયું, તે પછી મે વિચાર કર્યો કે હવે કયા જાઉં ? કોની સેવા કરૂ ? એમા કુબર તો ગુણહીન અને નાલાયક લાગ્યો તેથી તેને છોડી તમારી સેવામા આવ્યો છુ" દધિપર્ણ રાજા તો નળનુ મૃત્યુ સાભળી એકદમ રડી ઉઠ્યા ! અને કુબ્જના દેખતા જ નળનું મૃતકાર્ય કરાવ્યુ કુબ્જ તો મનમા હસ્યા કરે છે, 'થાય તે જોવા દો આપણને કેઈ નળ તરીકે જાણી આ અવસ્થામા અપમાન તો ન કરે !'

કુંડિનપુરથી નળની તપાસ અર્થે દૂત —કોઈ માટે આ દધિપર્ણ રાજાએ દૂતને ભીમરાજા પાસે મો

ત્યા નળના રસોઈયાના ખૂબ ગુણ ગાયા! હસ્તવિદ્યા, સૂર્યપાકી રસોઈની કળાની જાણકારી વર્ણવી દમયતીને નળનો વહેમ પડયો ઉત્સુક બની બાપને કહે છે કે 'તપાસ કરાવો કે કેવુ સ્વરૂપ છે!' રાજાએ તરત જ શુંશુમાર નગરે એક કુશળ બ્રાહ્મણને મોકલ્યો એણે કુબ્જ સાથે આવીને જોયું તો પહેલુ તો રૂપ જ કુબડુ છે એને ખેદ થયો કે 'અરે! કયા નળ અને કયા આ! કયા સોનું, કયા પિત્તળ! દમયતીને ફોગટ ભ્રાન્તિ થઈ છતાય હુ નિર્ણય કરૂ' કુબ્જની આગળ એ બે શ્લોક વારવાર બોલ્યો જુઓ એનો અર્થ—

'પાપિષ્ઠ, અધમ, અને સત્ત્વહીનમા શિરોમણિ એવો એક નળ જ ગણાય, કે જેણે સતી એવી પત્નીને વનમા ત્યજી સરળ ભદ્રક એવી પ્રિયાને એકલી છોડીને ચાલી જતા નળના એ પગ અને એમ થાય છે કે કેમ જમીનમા ઉતરી ન પડયા?'

નળ આ સાભળી કેમ શકે? એને પ્રિયાનો કરેલો ત્યાગ સ્મરી આવ્યો સ્મરણ કાળજુ વીંધી નાખ્યુ આખો આસુથી છલકાઈ દૂત પૂછે છે, 'કેમ રડવુ?' નળ કહે છે કે 'તમારા કરુણ ગીતથી પણ તમે અહીં કેમ આવ્યા છો?' દૂતે દમયતીની જ ગલની અને બીજી હકીકત કહી, અને નળની તપાસ માટે મોકલેલો તે પણ કહ્યુ કુબ્જ નળે દૂતને ઘેર લઈ જઈને સ્વાગત કરી કરુણ સંગીત સભળાવવાના ઈનામ રૂપે દધિકર્ણ રાજા તરફથી મળેલા કિંમતી વેશ એને ભેટ આપ્યો. કેટલી નળની ગભીરતા! દમયતીને તજ્યાનુ દુખ! તથા સમાચાર દેનાર પ્રત્યેની કદર!

જગતની ઘટનાઓ અનેક નિમિત્તે —દૂત પાછો આવી બધું કહે છે દમયતી કહે છે કે "નળરાજા સિવાય આ હસ્તિઅશ્વ-શિક્ષા અને સૂર્યપાકી રસોઇ કોઇને આવડી જાણી નથી અલબત ગમે તેવા કોઈ ભોજનથી કે જતુ દશથી રૂપ ફરી ગયું હશે પણ લાગે તો એ જ છે માટે હવે બહુ નજીકના

માત્ર સ્વયવર બહાને રાજા દધિપર્ણને તેડાવો નળ વિના એને કોઈ લાવી શકશે નહિ, અને નળ સ્વયવરનું નામ નહિ સહે એટલે દૂરથી અતિ ટૂકા સમયમા બીજાની આવવાની શકિત નથી સાચે જ એ હશે તો અશ્વશિક્ષાના હિસાબે અત્રે આવી જશે" દધિકર્ણ ઉપર સદેશો મોકલ્યો કે 'દમયતી આ દિવસે સ્વયવર કરે છે, પધારો!'

દધિપર્ણ મુઝાયો, 'જવુ શી રીતે? માત્ર છ પહોર જ (૧॥ દિવસ) બાકી છે'

કુબ્જ કહે, 'મુઝાઓ શુ? હુ લઈ જાઉં' જાતિવત અશ્વ શોધી કાઢયા રથને જોડી ઉપડયા કુંડિનપુર તરફ કહે જો, કોણ કોને લઇ જાય છે? અહિ સ્યાદ્વાદ કહેવો પડશે નળના હિસાબે જ દધિપર્ણને તેડુ છે ત્યારે દધિપર્ણના આશ્રયે આવ્યાથી નળને જવાનું થાય છે જગતની ઘટનાઓ કેટલાય કારણોની અને કેટલાયના ભાગ્યોની સકલનાથી બને છે એ સ્થિતિમા એકાદ નિમિત્તના ઉપર રાગી દ્વેષી થવુ ખોટુ છે

અશ્વહૃદયવિદ્યાના પ્રભાવે—ઘોડા તો પવનપાવડીની જેમ ઉપડયા કેમકે નળને અશ્વહૃદયની વિદ્યા આવડતી હતી એ હિસાબે અશ્વને તથાપ્રકારની પ્રેરણા કરી હતી

રસ્તામા દધિપર્ણ કહે, ભાઇ! જરા રથ થોભાવ મારૂ કપડુ ઉડી ગયુ છે, તે લઈ લઇએ'

કુબ્જ કહે 'ખબર છે તમને, તે કેટલે છેટે રહ્યુ? સો ગાઉ દૂર!'

રાજા કહે 'હે?'

'અરે! હે શુ? આ તો મધ્યમ ઘોડા, જો ઉત્તમ અશ્વ હોત તો અમે ગાઉ કાપ્યા હોત'

ઋતુપર્ણ રાજાને તો દમયતી મેળવવાનો લોભ છે એટલે કાઇ કપટ પાણ લેવા જનાનો શોખ નથી તેથી જ આગળ જતા જ્યારે તે કુબ્જને એક વૃક્ષના ફળ ગણ્યા વિના કહી બતાવવાનુ કહે છે પણ પાછા વળતા, ત્યારે નળ કહે છે કે 'ગભરાઓ મા, દમયતી પાસે સમયસર તમને પહોચાડી દઇશ' પછી ત્યા રોકાઇને અઢાર હજારની સખ્યા કીધી તે ગણતા બરાબર થઈ એટલે નળે ૠતુપર્ણને પોતાની અશ્વહૃદયની વિદ્યા આપી વૃક્ષફળની સંખ્યાના જ્ઞાનની વિદ્યા લીધી

દમયતીનુ પ્રગટ સતીત્વ —સમયસર કુંડિનપુર પહોચી ગયા. ભીમરાજાએ સ્વાગત કર્યુ કુબ્જ પાસે સૂર્યપાકી રસોઈ કરાવી જમ્યા, એટલે તો દમયતીને લગભગ ખાતરી જેવુ થયુ પછી પિતાને કહે છે કે એમને એકાતમા બોલાવો એમની પાસે મને ચાલ્લો કરાવતા જો એ સાચા નળ હશે તો એમના અગુલીસ્પર્શ માત્રથી મને રોમાચ વિકસ્વર થશે જો જો કેવુ ઊચુ સતીત્વ છે? પરપુરુષની આગળીનો સ્પર્શ થાય તો કોઇ રોમાચ નહિ, અર્થાત્ કોઇ જ વિકાર નહિ. એ તો માત્ર પતિના જ અગુલીસ્પર્શે રોમાચ! હૃદયની પવિત્રતા જેટલી કેળવવી હોય, એટલી કેળવી શકાય છે. રાગ એક જ ઠેકાણે સ્થાપિત કરી બીજે નજ જવા દેવો હોય તો તેમ કરી શકાય છે આ તો કે કામરાગની વસ્તુ છે, પણ એવી રીતે ધર્મરાગ, પરમાત્મા પ્રત્યે ભક્તિરાગ, ને એમના વચન પ્રત્યે શ્રદ્ધારાગ કેળવી શકાય આતરનિર્ધાર કરી લીધો કે બીજાઓ પ્રત્યે રાગ નથી જ કરવો, પછી ભલે ગમે તેના ત્યા પ્રલોભનો હોય તો પણ પછી ત્યા રાગ નહિ થવાનો અલબત્ત, નિર્ધાર પછી પણ એ નિર્ધારનુ મનમા યોગ્ય શુભભાવના સાથે ગુજન મનન જોઇએ જેથી એ ખસી ન જાય પણ આનો રાગ અશકય નથી

પ્ર૦–ત્યારે તમે પૂછો કે તો પછી જગલમા જ્યારે દેવે

સુતી મૂકી ભાગી ગયા હતા, હવે કયા જશો ? માટે રૂપ પ્રગટ કરો ' નળ પેલો કરડીઓ અને શ્રીફળ સાથે જ લાવેલા કહોને કે એમા શાના ભૂલે ? એનાથી તો અસલી રૂપ પ્રગટ કરવાનુ છે ત્યારે એ વિચારો કે આત્માનુ અસલી પરમાત્મરૂપ પ્રગટ કરી આપનાર શાસ્ત્ર કરડક અને સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નને કેટલા માથે રાખીએ છીએ ?

સમ્રાટ નળ —નળે કરડીઓ તોડી વસ્ત્ર કાઢયા અને શ્રીફળ ફોડી અલકાર કાઢયા પહેર્યા ત્યા તો દેવકુમાર જેવુ અમલ નળનુ રૂપ પ્રગટ થઇ ગયું ! હવે તો સ્વોલ્લાસનુ પૂછવુ જ શું ? રાજા ભીમ, દધિપર્ણ, ઋતુપર્ણ, સાર્થવાહ વગેરેએ ત્યા જ નળરાજાનો રાજ્યાભિષેક કર્યો ! નૌ રાજાઓ સમ્રાટ નળને નમ્યા દધિપર્ણ કહે 'તમે તો મારા નાથના નાથ છો ' એમ કહી નળની ક્ષમા માગે છે, પણ નળ હસે છે શા માટે ? સમજે છે કે એણે તો ઉલટુ આશ્રય આપ્યો હતો, તેમા એની ભૂલ શાની ? હવે તો મોટી સેનાઓ અને રાજાઓ માથે ઉપડ્યા નિવેધ દેશે કુબર સાભળીને ગભરાયે. બહાર આવવુ પડ્યુ અહા જુઓ નળની આત્મસુદરતા એ લડાઇથી કુબરને જીતી શકે છે, પણ તે નહિ નળ કહે છે, 'ગભરા મા, આવ ફરી દ્યુત રમીએ ' એટલે વળી કુબરમા હોસ આવી કેમ વારૂ ? વિશ્વાસ છે કે 'દ્યુતમા તો હુ એક્કો ' પણ એજ વિશ્વાસ એને દગો દેનારો છે ' કેમકે એના પુણ્ય પરવારી ગયા હતા પોતાના પુણ્ય પરવારી પછીની બધી ધાધલ કે ઠસ્સો નકામા ... મુર્ખ
અને પાપનો પુજ વધારનારા
જીતી લીધો હવે કુબર તો
બની ગયો જાણે ધરતી માર્ગ
... પરતુ નળરાજા અને સતી

છે કે દુશ્મન પ્રત્યે પણ દાનાપણું દાખવે એ સમજે છે કે 'હાર અને જીત એ તો જીવનમા કર્મના ખેલ છે એમા રૂદન હસન શા કરવા? તો હારમા કોઇની દીનતા કે જીતમા કોઇના પર અભિમાન અને ખુનસવૃત્તિ શા બતાવવા'તા? એ તો પશુવૃત્તિ ગણાય માનવની મૃદુતા ઉદારતામા અને સાચી વીરતામા છ' નળે કુબરને પાછુ યુવરાજપદ આપ્યું જોજો બાર બાર વરસના ભયકર ત્રાસમા મૂકનાર કુબર પ્રત્યે કઈ ઉદારતા? આ અશક્ય કાઈ નથી, માત્ર આત્મસૌન્દર્ય ખીલવવાની ગરજ અને ઉદ્યમ જોઈએ

આત્સૌન્દર્યનો વિકાસ ચારિત્ર પથે પ્રયાણ —

હવે તો નળ ફરીથી ત્રણ ખ'ના સમ્રાટ રાજા થયા રાજ્ય ભરમા અનેક ભવ્ય જિનમદિરોના નિર્માણ વગેરેથી જૈનધર્મનો મહાન ઉદ્યોત કર્યો એક અવસરે પિતાદેવ આવી કહે છે, 'નળ! દીક્ષાનો અવસર થયો છે યાદ છે ને? જગલમા મે આ અવસર જણાવવાનુ કહ્યુ હતું? તે હિસાબે આવ્યો છુ કહેવા' મહાન ભોગવૈભવમા મહાલતા છતા નળ-દમયતી અતરથી એના ગુલામ નહોતા એ તો ચટ ઉભા થઇ ગયા પોતાના પુત્ર પુષ્કરને રાજ્ય સોપ્યું ત્યા અવધિજ્ઞાની જિનસેન મુનિ પધાર્યા તો વદનાર્થે ગયા નળે પૂર્વભવ પૂછયો જ્ઞાનીએ કહ્યો નળ દમયતીએ ઠાઠ-માઠથી જિનેન્દ્રમહોત્સવ ઉજવી અનેકોની સાથે ચારિત્ર લીધુ સુદર પાળે છે, પણ એકવાર મોહનો ઉદય જાગવાથી નળ દમયતી તરફ આકર્ષાય છે સૂરિજી નળનો ત્યાગ કરે છે દેવ આવી પ્રતિબોધ કરે છે એટલે નળ ત્યા અનશન કરે છે દમયતી પણ અનશન કરે છે કાળ કરી નળ કુબેર (ધનપતિ) દેવતા થાય છે; અને દમયતી એની પત્ની દેવી થાય છે ત્યાથી દેવી આયુષ્ય પહેલુ પુરૂ કરી અહીં વિદ્યાધર પુત્રી કનકવતી થાય છે જન્મથી એ બહુ ધાર્મિક, ઉચ્ચ સંસ્કારી, અને જૈનધર્મ પર અત્યત શ્રદ્ધાળુ છે એક ચરિત્ર

દારના હિસાબે દશમા વાસુદેવની એટલે કે કૃષ્ણવાસુદેવની પત્ની બને છે ત્યાં પૌત્ર સાગરચદ્રે ગૃહસ્થપણામા જે ઉપસર્ગ સમાધિ સહિત વેઠયો, તે પ્રસગ પર કનકવતી ચિંતન કરતાં કરતા આત્મભાવનામા ચઢી કેવળજ્ઞાન પામે છે પછી સાધ્વીપણે જગત પર વિચરી આયુષ્ય પૂર્ણ કરી મોક્ષ પામે છે બીજા હિસાબે પૂર્વે કહ્યુ છે તેમ વાસુદેવની પત્ની થઈ ચારિત્ર લઈ મોક્ષ પામે છે

તમે પણ મહાસતી દમયતી અને નળની જેમ અનેકાનેક પ્રકારના આત્મસૌન્દર્ય ખીલવી પરમપદને પ્રાપ્ત કરો એ શુભેચ્છા

## સમાપ્ત

કારના હિસાબે દશમા વાસુદેવની એટલે કે કૃષ્ણવાસુદેવની પત્ની બને છે ત્યાં પૌત્ર સાગરચંદ્રે ગૃહસ્થપણામાં જે ઉપસર્ગ સમાધિ સહિત વેઠયો, તે પ્રસંગ પર મનકવની ચિંતન કરતા કરતા આત્મભાવનામાં ચઢી કેવળજ્ઞાન પામે છે પછી સાધ્વીપણે જગત પર વિચરી આયુષ્ય પૂર્ણ કરી મોક્ષ પામે છે બીજા હિસાબે પૂર્વે કહ્યુ છે તેમ વાસુદેવની પત્ની થઈ ચારિત્ર લઈ મોક્ષ પામે છે.

તમે પણ મહાસતી દમયતી અને નળની જેમ અનેકાનેક પ્રકારના આત્મસૌન્દર્ય ખીલવી પરમપદને પ્રાપ્ત કરો એ શુભેચ્છા

## સમાપ્ત